

અખંડ સૌભાગ્યવતી શ્રીમતી
દીવાળી બ્હેનના

સ્મરણાર્થે

# गरबावली अने
# गुंहली संग्रह

---


પ્રકાશક
સૌભાગ્યવતી સમરત

પ્રસીદ્ધ કર્તા

શ્રી શ્વેતાંબર શ્રેયસ્કર વર્ગ — ડાણુ.

સ. ૧૯૭૦ સ ૧૯૧૪

માલેગામ “કલા-પ્રકાશ” છાપખાનામા
બાલચંદ હિરાચંદ ચાહવકરે છાપીને પ્રસીદ્ધ કર્યું


મૂલ્ય.

પઠન પાઠન અને નિદિધ્યાસ

અખંડ સૌભાગ્યવતી શ્રીમતી દીવાળી બ્હેનના

સ્મરણાર્થે

# गरबावली अने गुंहली संग्रह

પ્રકાશક

સૌભાગ્યવતી સમરત

પ્રસીદ્ધ કર્તા

શ્રી શ્વેતાંબર શ્રેયસ્કર વર્ગ— ડાણા

૨ ૧૯૭૦ સ ૧૯૧૪

મૂલ્ય

પઠન પાઠન અને નિદિધ્યાસ.

# પુષ્પાંજલિ

## પ્રાતઃ સ્મરણીય માતૃતુલ્ય સ્નેહાળ સાસુજી

## ભાગ્યવતી ભાગાબાઇ



આધુનિક સાસુ, વહુ વચ્ચેના સકલંક સંબંધથી દૂર રહી મારી તરફ પુત્રીવત્ સ્વાભાવીક સંપૂર્ણ સ્નેહભાવથી નીહાળતા અને મારા અવીનય તરફ કટાક્ષ ન રાખતાં શીખામણના બે બોલ કહી મારા જીવનમાં સુધારો કરવા આપે જે પ્રબલ પ્રયત્ન કર્યો છે. તેનો સંપૂર્ણ બદલો આપના નામનુ પ્રતિદીન પ્રાત.સ્મરણ કરતાં પણ આ જીવનમાં વળીશકે તેમ નથી છતાં પણ પુષ્પ પાંખડી રૂપે આ સ્ત્રી ઉપયોગી અનુપમ પુસ્તક સાથે આપનું પવિત્ર નામ સંયુકત કરી કીંચત કૃતાર્થ થાઉં છું.

લા. આપની

સ્નેહાધીન સુતાતુલ્ય

અખંડ સૌભાગ્યવતી સમરત.

# प्रस्तावना

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવે અનુસરી કોઈપણ પ્રકારનું વર્તન કરવુ એમ જૈન શાસ્ત્રકારો વારંવાર સંબોધી પ્રતીબોધ કરેછે જેમ જેમ સમયનુ પરંતુ થતુ જાયછે. તેમ તેમ સામાજીક સુધારા મન માનતા થતા જોવામાં આવે છે. વરાળયંત્રના અનેક સાધનો સમાજની સુગમતા માટે મોજુદ છે મુદ્રણ કળાના પ્રભાવથી સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ થયા અને થાય છે. આ પ્રમાણે કાળ પોતાનુ પ્રવર્તન ફેરવતો જાયછે. અને માણસોને પણ ત દનુકૂળ પ્રવૃત્તિ કરાવતો જાયછે.

કોઈ પ્રબલ પુરૂષ આગળ આવી છાતી ઠોકીને એમ કહે કે અમુક દસ્તોજ ઉન્નતિને અનુકૂળ છે. અને બીજા બધા પ્રતિકૂળ છે. તો તે વિદ્વજ્જન કે સમાજ સમક્ષ લઘુતા પામ્યા શીવાય રહે નહિ. અલબત અનેક સાધનોમાં અમૂક સાધનો ઉન્નતિમાં વધારે સ્હાયભૂત હશે અને તેની અપેક્ષાએ કેટલાક અલ્પ સ્હાયક હશે એ વાત સર્વમાન્ય કહી શકાય.

દરેક પ્રજા અત્યારે એવો તો પોકાર કરેછે કે, સ્ત્રી કેળવણી વધારે આવશ્યક છે. અલબત આપણા આર્યોપણ તે વાત સર્વાંશે કબૂલ રાખેછે. પણ તેને યોગ્યરીતે ક્રિયામાં મૂકવાની કળા આપણા હિંદવાસીઓના કમભાગ્યે પાંચ પગલા પાછળ છે જેઓ ક્રિયામ મૂકવા ગયા છે. તેઓમાંથી સેકડે નેવુ ટકા એવો નિ-

શશા ભર્યો સવાલ ઉઠાવેછે કે, 'કેળવણી સ્ત્રીઓને ઉદ્ધત અને અવિનયી બનાવે છે. માટે આર્ય બાળાઓ કેળવણીથી કમનશીબ રહે તોજ સંસારરથ સુખરૂપ ચાલી શકે. આ સવાલ ભલે તેમના અનુભવનો હોય, તો પણ તે સર્વાંશે સત્ય છે, એમ કદાપી માની શકાયજ નહિ કારણ કે વિદ્વાનો અને મહાત્માઓ પરંપરાથી કહેતા આવ્યાછે કે, ज्ञान तृतीय लोचनं यस्य नास्त्यन्ध एव सः આવાં વાકયો કેવળ પુરૂષો માટેજ પ્રકાશીત થયા છે એમ સમજવામાં ગંભીર ભૂલ થાયછે સ્ત્રી કે પુરૂષ જાતિમાં આવેછે માનસિક બળકે સમજ શકિત. વીચાર શકિત પણ બને વ્યકતીમાં સમાન અને સ્પષ્ટ દેખાય છે. માટે તેવાં વાકયો સમગ્ર સામાન્ય મનુષ્ય જાતી માટે કેમ ન હોઈ શકે !

રથને ચલાવવામાં બે ચક્રનીજ જરૂર પડેછે. તેમાં જો એક ચક્ર જર્જરીત હોય તો અવશ્ય સ્ખલના થાયછે તેમ સ્ત્રી અને પુરૂષ બને ચક્રથી ચાલતા સંસાર રથમાં જો એકાદ ચક્ર નીર્બલકે ભગ્ન હશે, તો તે કેમ ચાલી શકશે ! આ વીચાર કરવામાં વધારે બુદ્ધિબળ વાપરવાની જરૂર નથી કારણ કે સામાન્ય માણસોપણ આ બાબત સ્હેલાઇથી સમજી શકે તેમ છે.

જ્યારે સ્ત્રીઓને કેળવણી આપવી આવશ્યક છે. ત્યારે સવાલ એ ઉઠેછે કે તે કેવી પદ્ધતીસર આપવી ! આ વિષયમાં આર્ય અબળાઓ અને અન્ય પ્રજાકીય અબળાઓના જુદા માર્ગ કરવા પડશે. જે કેળવણુ અન્ય

બાળાઓ લેછે તે કેળવણી અને બાળાઓનુ પાચન થઈ શકે તેમ નથી કારણ કે આર્ય શાસ્ત્રકારોએ નૈતીક અને ધાર્મીક બને પ્રકારના માર્ગો એ બાતો બારીકાઇથી બાંધ્યા છે કે તેમાનાં એકની પણ મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી ઉભયભ્રષ્ટ થવાય છે.

વિનય, વિવેક, માતૃભક્તી, પીતૃભકતી, પતિભંકતી. ગુરૂભકતી, ધાર્મીક ક્રિયા, દર્શન, પ્રભુ પુજન. દયાદાનાદી શાસ્ત્ર શ્રવણ, કુટુંબ પોષણ ગૃહકાર્ય વિગેરે તમામ પ્રકારના ગુણોની થોડે અંશે પણ સંભાળ રાખવાની જરૂર છે. માટે આવા પ્રકારના વર્તન પૂર્વક આર્ય બાળાઓ કેળવણી પામે એ મર્યાદિત માર્ગ છે. વૈદેશીક પ્રજાની સ્ત્રીઓ અને આર્ય મહિલાઓના આચાર વિચારમા એટલોતો તફાવત છે કે તે સંપૂર્ણ રીતે લખવા જતાં ગ્રંથોના ગ્રંથો ભરાઈ જાય માટે દરેક રીતે પાશ્ચાત્ય પ્રજાની સ્ત્રીઓનુ અનુકરણ કરવું એ આર્ય અબળાઓને ઉચિત નથી.

નિર્દિષ્ટ ગુણો કેમ પ્રાપ્ત થાય તેવા ઉપાયો યોજવાની જરૂર છે તે જોઈએ તો અભ્યાસ કરવાથી મળી શકે. સત્સહવાસથી મળે કે નૈતિક પુસ્તકોનું વાચન મનન કરવાથી પ્રાપ્ત થાય કોઈ પણ માર્ગથી તેવા સદ્ગુણો પ્રાપ્ત કરવાનો મુખ્ય ઉદ્દેશ અન્ય ક્રિયાઓમાં પ્રવર્તમાન છતા પણ અંતરમા આચ્છાદિત ન થઈ જવો જોઈએ.

પ્રીતિવાળાં હતાં સં ૧૯૫૦ ના આસો મહીનામાં અ-
ચાનક તેઓ કાળને શરણ થયાં તેમનું નીર્મળ નામ
અત્ર સ્મરણમાં રાખવું એ એક મારી ઉમદા
ફરજ સમજું છું એટલુજ નહી પણ તેમનાવતી આ
ગરબાવલી અને ગુંહલી સંગ્રહ લઘુ પુસ્તક પ્રગટ
કરી મારી પ્રિય બ્હેનોની યથા શકિત સેવા બજાવવાને
આ રમણીય પુસ્તક તેમના હસ્ત કમળમાં મૂકતાં
હું વીશેષ આનંદિત થાઊં છું આશા છે કે, આ
મ્હારી સ્નેહ લાગણીનો શ્રીમતી દીવાળી બ્હેન સદ્‌
ગત સ્વર્ગસ્થ હોવા છતાં ત્યાં સ્નેહથી સ્વીકાર કરશે

છેવટે આ ટુંક પ્રસ્તાવના પૂર્ણ કરતાં વાચક
બ્હેનોને વીનંતિ કરૂંછું કે, આ પુસ્તક છપાવતા
પ્રુફ તપાસવાની જોકે સંભાળ રાખવામા આવી છે.
છતાં પણ તેમાં કોઇ સ્થલે દ્દષ્ટિ દોષને લીધે ભૂલ
રહેવા પામી હોય તો તે ક્ષમા કરી પત્રદ્વારાએ
મને સૂચના કરશો કે જેથી દ્વિતીયાવૃત્તિમા તેનો
સુધારો કરવા પ્રયત્ન થાય.

शान्तिर्भवतु

લા. કૃપાકાંક્ષી

સમરત.



# गहूंलि अने गुंहली संग्रह.

## માતાપિતાની સ્તુતિ.

( પદ–ખરવા–પીલુ. )

"ઈસ તનધનકી કોન બઢાઈ"—એ રાહ

માતપિતાને નમન નિત્ય કરીયે, કેમ કહો ઉપકાર વિસરીયે
પાલન પોષણ પ્રેમે કરે છે, બાળકને ઠીક દેખી ઠેરે છે
માત० ૧
વેઠે વિપત્તિ પડે તે અપાર, થાવા નદે પણ દુ:ખ લગાર
સંકટ આપણના સહુ કાપે, આનંદ લાખ ઉપાયથી આપે
માત० ૨
સાંચી શીખ મણ ખાંતથી કરતા, આપણનાં દુ:ખ દેખતાં
ડરતા । ભણતર ભાવ ધરીને ભણાવે, જોર જુલમ તજવા-
નુ જણાવે
માત० ૩
ચિંતા કરે ચિત્તમા જે અમારી, એ માતતાત તણી બલિ-
હારી । માતપિતાનુ કહ્યુ જે નમાને, નરકવિશે તે પડે અ-
ભિમાને
માત० ૪

( લલિત છંદ )

મુજ ગુણી મને માત વ્હાલી છે,
સહન સૌ કરી પોસી પાળી છે ।
ક્યમ ભુલાયરે સુગુણ માતનો,
ક્યમ કરી વળે પાડ તે તણો ॥ ૧ ॥
નથી કહીં દીઠું હેત એ સમું,
ગુણ ભુલી હવેના કદી દમુ ।
મનવિચાર તો થાય છે અતી,
જણુવવા મતી ચાલતી નથી ॥ ૨ ॥

( ગરબી )

"અલબેલી રે અંબે માત, જોવાને જઇએ"—એ રાહ

ગુણસાગર પરમ કૃપાળ, માતની બલીહારી
જેણે કરી નિત સંભાળ, ભાવ હૃદયધારી ( ટેક )
ભારે ભય આતુરતા વેઠી, જેણે દિનને રાતરે
પ્રેમ અખુટ અખંડિત વધતો, સર્વેથી સાક્ષાત્ માતની૦ ૧
ભલે સગા સહુ કોઇ મળે પણ, માત નહીં થનારી રે
સ્વાર્થ અને કપટવણ જેનુ, મન નિર્મળ નિરધાર મા૦ ૨
ભાર સહી સંસાર તણો સહુ, રાખે બાળ નચીંતરે
ચિત્તે ચિંતવે હિત દીનરજની, જનની સુજશ અનંત મા૦ ૩
કામદુધા કે કલ્પવૃક્ષ એ, અન્નપૂર્ણા કે અંબારે
બ્રહ્મા કે સાવિત્રી સાચે, મંદવાહની ગંગા માતની૦ ૪

દયા તણી શું સાચી પ્રતિમા, ક્ષમા તણો અવતારરે
શી ઉપમા હું આપુ એને, છે ઉપકાર અપાર    મા૦ ૫
લાલન પાલન જે કરનારી, ધરનારી પુર પ્રેમરે
ક્ષેમ કારણે હરનીશ ધરતી, જે અંતરમાં રહેમ   મા૦ ૬
મળમુત્રાદિક જાતે કાઢી, કરતી નિત્ય પવિત્રરે
છત્ર થઈ સીરનું દુખસ્હેતી, તાપ વૃષ્ટિ ને શીત   મા૦ ૭
બહુ ઉપાય કરી બાળપણેથી, જાળવિ કર્યુ જતનરે
કોમળ પુલ નાજુક બાળ કહું, જાણે મન રતન   મા૦ ૮
અસંખ્ય સદ્ગુણ એના ભુલી, અવગુણ ગ્રહે ગમારરે
તેવા આપણને નવ થાવુ, રાખી સરસ વિચાર    મા૦ ૯
સેવા કરવી પાળવી આજ્ઞા, બાળકના એ ધર્મરે
નિતિ ડાપણ કેળવણીનો, જે છે ઉંડો મર્મ    મા૦ ૧૦
સમજ વગર મકલાઈ મનેથી, મોટપ ખોટી ન ધરશોરે
જણાય સમજ ફેર મનથી તો, કાન વિનતી કરજો મા૦ ૧૧



## સોળસતી.

( ચૌપાઈ )

ઉઠરે પ્રાણી સુતો જાગ, ધર્મ તણે મારગ તુ લાગ
સોળસતીના લીજે નામ, જયમ પામીજે ઉત્તમ ઠામ ૧
પેલી સમરૂ બ્રાહ્મી સતી ચંદનબાળા બીજી ભગવતી
રાજેમતી જાણો મનરંગ, ચોથી દ્રોપદી શીલ સુચંગ ૨

કૌશલ્યા ને મૃગાવતી, સુલસા સીતા વંદુ ગુણુવંતી
સુભદ્રા ને શીવા સુજાણુ, કુતા શીલવંતી મનઆણુ ૩
નળદમયંતી મહાગુણયુતી, પુષ્પચુલા ને પ્રભાવતી
પદ્માવતી પ્રમુખ સુંદરી, સોળસતી જાણો ગુણભરી ૪
સોળસતી જગમાં અભિરામ, કર જોડીને કરૂં પ્રણામ
ઉદયરત્ન મુનીવર એમ ભણે, સતિનામે નવ નિધ આંગણે ૫

---

## શિયળવિશે સજ્ઝાય.

( ઢાળ )

એક અનુપમ શીખામણ ખરી, સમજી લેજો રે સઘળી સુંદરી
ત્રુટક હરિગીત

સુંદરી સેજે હૃદય હે જે, પરસંગે નવ બેશીયે
ચિત થકી ચુકી લાજ મુકી, પરમંદિર નવ પેસીયે
બહુ ઘેર હીંડે નારી નિર્લજ, શાસ્ત્રે પણ તજવી કહી
જેમ પ્રેત દૃષ્ટિ પડયું ભોજન, જમવું પણ જુગતું નહીં ૧

( ઢાળ )

પરસુ પ્રેમેરે હસી નવ બોલીયે, દંત દેખાડીરે ગુઝ ન ખોલીયે
ત્રુટક હરિગીત

ગુઝ ઘરનો પરની આગળ, કહો કેમ પ્રકાશિયે
વળી વાત જે વીપરીત ભાખે, તેથી દુરે નાસીયે
અસુર સવારે અને ગોચર, એકલા નવ જઇએ
સહસાતકારે કામ કરતા, સહજે શીળ ગમાઇએ ૨

( ઢાળ )

નટવિટ નરસુંરે નયણ ન જોઈએ મારગ જાતાંરે આધું ઓઢીએ

ત્રુટક હરિગીત

આધુ ઓઢીએ વાત કરતા, ઘણુજ રૂડાં શોભીયે
સાસુ અને માના જણ્યાવણુ, પલક પાસ ન થોભીયે
સુખદુ ખ સરજ્યુ પામિયે, પણ કુળાચાર ન મુકિયે
પરવશે વસ્તા પ્રાણ તો પણ, શીળથી નવ ચુકિયે ૩

( ઢાળ )

યમ ીની સાથેરે વાત ન કિજીએ હાથાહાથેરે તાળી ન લીજીએ

ત્રુટક હરિગીત

તાળી ન લીજે નજર ન દીજે, ચ ચળ ચાલ ન ચાલીયે
વિષયબુદ્ધે વસ્તુ કેની, હાથ પણ નવ ઝાલીયે
કોટી ક દર્પરૂપ સુદર, પુરૂષ પેખી ન મોહીયે
તણખલાને ગણો તોલે, ફરી પાછો નવ જોઇએ ૪

( ઢાળ )

પુરૂષ પિયારોરે વળી ન વખાણીયે, વૃદ્ધ તે પિતા સરીખે જાણીયે

ત્રટક હરીગીત

જાણીયે પિયુવિણુ પુરૂષ સઘળા, સહોદર સમોવડે
પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઈ તડોવડે
કુરૂપ કુષ્ટી કુબડોને, દુષ્ટ દુર્બળ નિર્ગુણો
ભરતાર પામી ભામીની તમે, ઈદ્રથી અદકો ગણો ૫

( ઢાળ )

અમરકુ ઁરેરે તજી સુરસુદરી, પવનકુમારેરે અંજના પરહરી

ત્રૂટક હરીગીત.

પરહરી સીતા રામે વનમાં, નળે દમયંતી વળી

મહાસતી નિર્મળ કષ્ટ પાડે, શીળથી તે નવ ચળી
કસોટીયે જેમ સુવર્ણ કસતા, ક તસુ વિછડે નહીં
તનમનવચને સત્વ રાખે, સતી તે જાણો સહી ૬

( ઢાળ )

રૂપ દેખાડીરે પુરૂષ ન પાડિયે નિરલજ થઇનેરે મન ન બગાડીયે

ત્રુટક હરીગીત

મન ન બગાડીયે પુરૂષ પરનુ, જોગ જોતા નવમળે
કલ ક માથે ચ્હડે કુડા, સગા સહુ દુરે ટળે
અણુસરજ્યો ઉચ્ચાટ થાયે, પ્રાણ ત્યા લાગી રહે
આ લોક પામે આપદા, પરલોકે બહુ પિડા સહે ૭

( ઢાળ )

રામને રૂપેરે સુર્પનખા મારી, કામ ન સિધ્યું અને ઈજત ખોઈ

ત્રુટક હરીગીત

ઈજત ખોઈ દેખી અભયા, શેઠ સુદર્શન નવ ચળ્યો
ભરતાર આગળ પડી જુઠી, અપવાદ સઘળે ઉછળ્યો
કામની બુદ્ધે કામનીયે, વ કચુળિ વાહ્યો ઘણુ
પણ શીળથી ચુકયો નહીં, દષ્ટાત એમ કહેતા ભણુ ૮

( ઢાળ )

શીળ પ્રભાવેરે જુઓ સોળે સતી, ત્રિભુવનમાહીરે તે થઇ સતી

ત્રુટક હરીગીત

સતી થઈ જો શીળ રાખ્યુ, કલ્પના કીધી નહીં
તે નામ તેના જગત્ જાણે, વિશ્વમાં ઉગી રહી
વિવિધ રત્ને જડિત ભુષણ, રૂપ સુદર કિંનરી
પણ શીળવાનુ શોભે નહીં, તે સત્ય ગણજો સુદરી ૯

( ઢાળ )

શીળે સુરનર સૌ સેવા કરે, નવવાડુ રે નિશ્ચય જે ધરે

ત્રુટક હરીગીત

ધરે નિર્મલ શીલ ઉજ્વલ, તાસ કિર્તી જલહલે
મનકામના તે સિદ્ધી પામે, અષ્ટભય દુરે ટળે
ધન્ય ધન્ય તે જાણો ધરા, જ્યા શીયલ ચોખુ આદરે
આનંદના તે ઓઘ પામે, ઉદયરત્ન જશ વિસ્તરે ૧૦

---

## હિતવચન.

( ગરબી )

"સારૂ સારૂ રે સુરત શહેર, મુંબઇ અલબેલી" એ રાગ.

સહીયર સાચી છે વાત, તે ધ્યાન ધરજો
નિજહિત કરનાર વિચાર રોજ તમે કરજો ( ટેક )
અભણપણુ જાશે ભણવાથી, વિનય વિવેક સુધરશેરે
તે સાથે વિદ્યા મલવાથી, સંકટ સઘલાં ટલશે તે૦ ૧
સદ્ગુણથી સુખ થાય સદાના, દુર્ગુણ દુર રહે છેરે
અંતરનુ અભિમાન ટલીને, શાંતી સદૈવ રહે છે તે૦ ૨
સપ સગામાં સૌની સાથે, સાચવશો તો સારૂંરે
રૂડું કરતા સુખ ઉપજે છે, નઇર તે થાય નઠારૂં તે૦ ૩
શીલ સદા સાચવવું સજની, મન માયાળુ કરવુંરે
સુખમા છકી ન જવું કદીએ, ન કદી દુખમા રડવુ તે૦૪

અંગ ઉઘાડુ ન રહે એવા, સાદા કપડા સારારે
પુરેપુરૂ અ ગ ન ઢાંકે, તે છે નકી નઠ રા તે૦ ૫
શુભ મારગ લઇને સ ચરતા, આન દે દિન વીતેરે
આ અવતાર અફલ ન જવા દે, જગત્ વિશે તે જીતે તે૦ ૬

---

## સ્વામીસેવા.

( ગરબો )

" મહાકોપ થયો તે કળીકાળમાં જો " એ રાહ.

સુણો સાહેલી તે વાત નીજધર્મની જો
કદી કહાડશો નહીંજ બહાર મર્મની જો સુણો૦ ૧
સદાજોજો પીયુને ઊમળકા થકી જો
વધે સ પથાય સુખ જાણો નકી જો સુણો૦ ૨
જેથી નીપજે ક કાશ તેના આદરો જો
સદા સદ્ગુણો સહુજ દીલમા ધરજો સુણો૦ ૩
હરેક કામમા લેજો સ્વામીની સ મતી જો
તેનુ ધારશો નહીંજ ખોટુ રતી જો સુણો૦ ૪
વગર પુછે છેડો ન તેની વાતને જો
ધમકાવશો ન નિત્ય તેના સાથને જો સુણો૦ ૫
વિદ્યાનિતીની તે જાણ સારી લહો જો
થઇ પ્રધાન ને વીચાર રૂડા કહો જો સુણો૦ ૬
નિજ સ સારનુ ભલુ તે નિતનિત કરો જો

બૈરે બૈરામાં કુસંપ નાહીં ધરે જો સુણો૦ ૭
ઘરકાજ આટપીને બાળક શીખાવો જો
નર્મદ બ્રહ્મને સદૈવ મન ધારવો જો સુણો૦ ૮

( ગરબો )

"રઘુપતી રામ હૃદયમાં રહેજો રે"—એ ગઢ.

સતી ગણો પ્રાણથી પતિ પ્યારોરે
એજ શીક્ષણનો સાર સારો સતી૦ ( ટેક )
પતિઆજ્ઞાને પ્રેમે પ્રમાણીએ,
એના હૃદયનુ હારદ જાણીયે
એજ જાણો ખરી સુખખાણી સતી૦ ૧
પતિભક્તિમાં રાખી આસક્તિ રે,
છળ કપટની છાડવી યુક્તિરે
પતિભક્તિ થકી મળે મુકતી સતી૦ ૨
કાન્તાકથન કવીતા સમાન રે,
વદે વિબુધ વડા વિદ્વાન રે
તેનું કાં નવ જાળવો માન સતી૦ ૩
પતિનિંદા કરે જે નારીરે,
અઘઓઘની તે અધિકારી રે
થાય અંતે અતી દુખીયારી સતી૦ ૪
પ્રમદા નામ તમારૂં રે,
રામારમણીને સુંદરી સારૂં રે
ગર્વ અવગુણે નકરો અકારૂ સતી૦ ૫

પતિરૂપે ગુણે રીઝી રેવું રે,
સત્યવચન રૂચીકર કહેવું રે
સમે સુખદુ ખ આવે તે સહેવું  સતી૰ ૬
લઈ કેળવણી દઢ થાવું રે,
જાર જનને આળે નવ જાવું રે
ગોરી ગંભીર જ્ઞાની ગણાવું  સતી૰ ૭
દ્વેશક્લેશને કેડી દુર રે,
મદમત્સર તજજો જરૂર રે
કાન કામીનીનું એજ નુર  સતી૰ ૮

( ૫૬ )

ચેતે તો તને ચેતાવું રે, પામર પ્રાણી એ રાહ.

સ્નેહથી સ્વામીને સેવોરે સાહેલી શાણી  ( ટેક )
સ્નેહથી ઊત્તમ પ્રેમી, થશો પતીવ્રતા નમી
સતી જશવંતી ક્ષેમાં રે  સાહેલી શાણી૰ ૧
પત્ની પતીવ્રત રાખે, પતિ પત્નીવ્રત દાખે
ચાંદા સુરજ કેરી સાખે રે  સાહેલી શાણી૰ ૨
પ્રધાન શેવક તોયે રાજનો તે સ્તંભ હોયે
નરપાસ નારી સ્હોયેરે  સાહેલી શાણી૰ ૩
ઘર રાજરૂડુ ચાલે, સંપ શૌર્ય સદા મ્હાલે
ક્લેશ નવ લેશે ભાળ રે  સાહેલી શાણી૰ ૪
લજ્જા શણગાર જેને સુઘડતા માન તેને
જશ પાતવ્રત એને રે  સાહેલી શાણી૰ ૫

એહુ કુળનો દીપ કહીયે, એહુ કુળની લાજ લહીયે
નારી પતિવ્રતે રહીયેરે        સાહેલી શાણી૦ ૬
ઘણાઘણા મોહે દેખે, વ્રતથી લેશ લખે
સદા પતિનેજ પેખેરે        સાહેલી શાણી૦ ૭
ઉગ્છાવર કરો પરખી, પછી રહો ભાગ્ય નરખી
નર્મવ્રત પાળી હરખીરે        સાહેલી શાણી૦ ૮

---

## ધર્મજ્ઞાન.

### ( ગરબો )

મહા કોપ થયો તે કળી કાળમાં જો—એ રાહ.

બેની ધર્મજ્ઞાન ધ્યાન દઈ લીજીયે જો
ભક્તિભાવની સુધા સુહૃદ પિજીયે જો        ( ટેક )
ધર્મજ્ઞાનવિના જન્મ જાણવો વૃથા* જો
કામ ક્રોધ લોભમોહથી ઘણી વ્યથા જો        બેની૦ ૧
ધર્મધ્યાન વડે પાપ પ્રજળે સહુ જો
ફળે ભાગ્ય મળે માર્ગ ભવ વીશે બહુ જો        બેની૦ ૨
ધર્મજ્ઞાનવિના જ્ઞાન કશા કામનુ જો
ધર્મધનવિના અસખ્ય ધન નામનુ જો        બેની૦ ૩
ધર્મપ્રેમવિના પ્રેમ મોહજાળ છે જો
વિષ્ધસિ ધુવિશે વ્યાળ‡ તે કરાળ છે જો        બેની૦ ૪

---

* પીડા ‡ સર્પ ડભ૧૬૨

ધર્મજ્ઞાનરૂપ નાવથી તર્યા ઘણા જો
કબિર નૃસિંહ દાદુ સુદામો નહિ મણા જો એની૦ ૫
અર્થ ડોળ તે તજાવી સુખ આપશે જો
પાપથી બચાવી શુદ્ધ છાપ છાપશે જો એની૦ ૬
દેહે દુઃખ પણ એ થકી ન દેખશો જો
શક્તિ વિચારસાર શુદ્ધ પેખશો જો એની૦ ૭
રહ્યુ જગત્ સર્વ ધર્મ તણી ઓથથી। જો
ધર્મથી રહીત કોઈ પણ સ્થળ નથી જો એની૦ ૮
સહુ વેદવાણીમા અને પુરાણમા જો
અન્ય લોકથોકના બધા લખાણમા જો એની૦ ૯
ધર્મ સ્થાપિત છે જગત્ તણા જન્મથી જો
જેના ધ્યાનમા મુનીજનો રહ્યા મથી જો એની ૧૦
એવા ધર્મથી વિમુખ મુર્ખ થાય છે જો
પશુ પ્રાણીથી પતિત તે ગણાય છે જો એની૦ ૧૧
કાનશુદ્ધ ધર્મજ્ઞાનને વિચારિયે જો
નિત્ય નિયમ સજી જીવન સુધારિયે જો। એની૦ ૧૨

---

## પ્રેમપ્રભાવ.

( ગરબી )

ઓધવજી અબળા તે સાધન શુ કરે—એ રાહ.

પ્રેમ તણુ કારણ તે પ્રેમી જાણશે

---

†અ ધાર

અજાણુ જનને તેનો શો ઉપયોગ જો
પ્રેમ તણી કિંમત કરવી છે હોહલી
ઇશ્વરતત્વ તણો જેમાં સંજોગ જો    પ્રેમતણું૦ ૧
સીતા-રામ તણા હૃદયમાં જે વસ્યો
વસ્યો વળી નૃપ નળ–દમયંતી ઉરજો
પેખ્યુ પ્રેમનુ ચિત્ર ખરેખર તેમણે
બીજા પણ ઇતિહાશ બહુ મશહુર જો પ્રેમતણું૦૨
અન–ધન સાધન તે પાસે સહુ તુચ્છ છે
સ્વચ્છ પ્રેમનો થાતાં પ્રગટ પ્રકાશ જો
એકજ તન–મન તેનાં નિશ્ચે જાણવા
જોવામાં મર૪ આવે બે આભાશ જો    પ્રેમતણું૦૩
પતિપાછળ થાતી સતી રજપુતની સુતા
સુતી સળગતી ઝાળવિશે તત્કાળ જો
પુનિત પ્રેમની નેમ કદી નવ ચુકતી
ધિકધિક પ્રેમ વગર જીવન જંજાળ જો, પ્રેમતણું૦૪
રાજમહેલ સુખવાશે જેના સાંપડે
જડે ન વિદ્યાવંત વિશે જે લેશ જો
તે તો પ્રેમ પુનીત નિશ્ચે જે ને મળે
પુર્વ પુણ્ય-સંચિત-બળ હોય વિશેષ જો, પ્રેમતણું૦૫
અખુટ અખંડિત અવિચળ અવિગત પ્રેમએ
અતકર્ય ને છે ઇશ્વરપદનુ રૂપ જો
ધર્મ–મોક્ષ–સિદ્ધિ જે આપે રહેલથી
છે મુસ્કેલ થવું પણ તે તદરૂપ જો    પ્રેમતણું૦૬

---

૪ ભાઇ

શુદ્ધ પ્રેમ તો સ્વર્ગીય સુખ આપે સદા
ઉત્તમ ઇશ્વરભક્તિનું દઢ જ્ઞાન જો
અધમ મોહનું મુળ સમુળું ટાળીને
અ તરની આંખો ઉઘાડે કાન જો       પ્રેમતણું ૭

---

## કુસ મ

( ગરબીધોળ. )

કૃષ્ણ જીવન ક્યારે આવશો—એ રાહ

પરહરિયે એ પ્રેમને, જેમાં લાંછન લેશ
રૂપે નહીં કદી રીઝીયે, ગુણ ગણિયે વિશેષ    પરહરીયે૦
સત્યને શીલ જેથી ઘટે, ઘટે પ્રભુપદ પ્રેમ
સિદ્ધિ શુદ્ધિ જેથી ઘટે, વાધે વિધવિધના વ્હેમ પરહરીયે૦
કી મત નેહ તણી નહીં, જર લોભ જરૂર
માગા દયા તો ક્યા થકી એવા લોભી ને ઉર    પરહરીયે૦
સદ્ગુણની ગણના નહીં કરે અવગુણ શોધ
પલપલ પલટે વિચારને, દીલ લેન સુબોધ    પરહરીયે૦
અધિક અધિરતા બતાવીને, રૂધે મિત્રના પ્રાણ
કારણકાર્ય જોયાવિના, ચાહે નીજનુ કલ્યાણ    પરહરીયે૦
આપ્તસુમિત્ર દુ ખે બળે, તેની ન મળે દયાય
કાળા કુકર્મ કરીકરી, મહા દુ ખમા રીબાય    પરહરીયે૦
અર્થ સરે જાય વિસરી, કરે છેક નિરાશ

સામાજાણી નોતાં મળ્યા, તેમ તોડે વિશ્વાસ   પરહરીયે૦
જુઠાઇમાં જુગતે રમે, જુઠાં જીભે વચન
જુઠું કહે ને જુઠું કરે, ખાય જુઠા સોગન   પરહરીયે૦
અગણિત ગુણ ગાઈગાઇને, આપે અમણિત દોષ
લેશ જો ચિંતવ્યું ના બને, થાય ઊર અસંતોષ પરહરીયે૦
નિજ હિતનોજ વિચાર ને, નહીં પર દરકાર
શોધે સહુ સુખ આપના, કરે યત્ન અપાર   પરહરીયે૦
રહેવાય તેમ કહેવાયના, થવાથી નિરૂપાય
શંકા કરે શઠતા ધરી, કર્યું સર્વ ધોવાય   પરહરીયે૦
ઉગારે ઈશ એ માર્ગથી, એવું ઈચ્છજો બેન
સુખદ સુસંગ પ્રસંગથી, પડે ચિત્તને ચેન   પરહરીયે૦
સુઘડ સુશીલ સખી થકી, સૌ વસા સુખ થાય
અંતર ભાર ઘટે અને, અંતે તેથી તરાય   પરહરીયે૦
કાન સુપ્રેમ સાધી સદા, થાજો પ્રમદા પવીત્ર
ધર્મ સ્વરૂપ વિચારજો, એજ સુખકર મિત્ર   પરહરીયે૦

---

## સાતવાર.

(ગરબી)

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાહ.

આદિતવારે અબળા આળશ મેલીને
રાખો અંગવિશે રૂડો ઉછરંગ જો

ભક્તિની જુક્તિ અતિ ઉત્તમ જાણુવા
કીજે સત મહુંત તણો સત્સંગ જો  આદીત૦ ૧
સોમે શીતળ શીલ સ્વભાવે સર્વદા
જાળવિયે શિયળને કુળમર્યાદ જો
પિયર અને સાસરિયાં ચાહે ચિત્તથી
ચતુરા રાખો અંતર એવી યાદ જો  આદીત૦ ૨
મોંમ ભુગીરરા શુભ ધીરજ ધારિયે
સજીયે શાન્તી ક્ષમા દયા શણગાર જો
સ્વામીને આનંદ સદા ઉપજાવિયે
અવર સંબંધીને મેળવિયે પ્યાર જો  આદીત૦ ૩
બુધે બુદ્ધિબળથી ખળને શોધીયે
શોધી સુખકર શિખામણનો સાર જો
વિદ્યાવેલી વિનયથકી વિસ્તારિયે
વામી વ્હેમ વિસામણુ વાર વાર જો  આદીત૦ ૪
ગુરુવારે ગુણુવાન ગુરૂ સ્વામી ગણી
માનુની આપો મનથી મોટુ માન જો
સુખદુખમા આધીન રહો આનંદથી
ભલો બુરો પણુ ભર્ત્તા તે ભગવાન જો  આદીત૦ ૫
શુક્રવારે સુક્ષ્મ વાત વિચારિયે
પ્રેમ નેમથી કેવળ જે પ્રતીકુળ જો
મુળજ એવા દુખના બાળી નાખીયે
જરૂર જેથી અંતે ઉપજે શુળ જો  આદીત૦ ૬
દર્નો રહો નિશદિન ઈશ્વરના ધ્યાનમાં
એકતાર મનવૃત્તિ દૃઢ નિરધાર જો

કાન અનુપ સુખ શ્રી મળશે એ લોકમાં
વેદ વખાણે જેને વિવિધ પ્રકાર જો       અદ્ભૂત૰ ૭

---

## સદ્‌ગુણી અને દુર્ગુણી સ્ત્રી.

( ગરબી )

પાવે તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે—એ રાહ.

રહે સાચવટેથી સાફ સુંદરી સારી રે
કરી ભુલ ન માગે માફ, નાર નઠારી રે       ૧
ભજે ભાવ ધરી ભગવાન, સુંદરી સારી રે
ઈશ્વરથી પણ અજ્ઞાન, નાર નઠારી રે       ૨
લે શીખ સહુનો સાર, સુંદરી સારી રે
પણ અવગુણ ગ્રહે અપાર, નાર નઠારી રે       ૩
ભણતી ગણતી ભલી ભાત, સુંદરી સારી રે
લઢતી વઢતી દીન-રાત, નાર નઠારી રે       ૪
રાખે મન વિનય વિશાળ સુંદરી સારી રે
દાખે મુખ ક્રુર રિશાળ, નાર નઠારી રે       ૫
પામે પુરણ સત્કાર, સુંદરી સારી રે
વામે નિજ ભુષણભાર, નાર નઠારી રે       ૬
સુખદુખમાં દીલ ગંભીર, સુંદરી સારી રે
અતિ આકળી થાય અધીર, નાર નઠારી રે       ૭
કરે સજ્જનનું સનમાન, સુંદરી સારી રે
આપે સહુને અપમાન, નાર નઠારી રે       ૮

ગાય છે મંગળ ગીત, સુંદરી સારી રે
કરતી નિંદા નિતનીત, નાર નઠારી રે ૯
મુખ વદતી મીઠા વેણુ, સુદરી સારી રે
કાઢે કરડા બહુ નેણુ, નાર નઠારી રે ૧૦
જગમા જશ લે સુખકારી, સુદરી સારી રે
ભુડપનો ઓઢે ભાર, નાર નઠારી રે ૧૧
વમે બનજો શાણા બેન, સુદરી સારી રે
નહીં કાન લહે સુખચેન, નાર નઠારી રે ૧૨

## સદ્‌ગુણી સ્ત્રી.

( ગરબી )

અલબેલી રે અંબેમાત જોવાને જઈએ—એ રાહ

ભામની ભુષણુ ભંડાર આ ભવમાં ભાળી
સંસાર તણો શણગાર, સુદરી સુખકારી ( ટેક )

સુઘડ સલુણી રાખે રૂડી, ઘર શોભા તે શારી રે
ગૃહણીનુ ઘર રાજ્ય ગણાએ, ચલવે તેહ વીચારી સુંદરી૦
જાતજાતની રાખે જુગતે, જણુસ જડે ઝટ જોતાં રે
ફુવડ ઘરમાં મળે ન કાંઈ, ખાતા ઝાઝાં ગોથા સુંદરી૦
પુસ્તકપાના પાન તણો તો, વિશરે નહીં વિવેકરે
રચે સુંવાળી સુખશય્યાને, તેવા કામ હરેક સુદરી૦

ગંદવાડ તો ગમે ન લગરી, દર્પણ શરખી દેહરે
દેહ પ્રમાણે નેહ ભરેલું, અંતર નિઃસંદેહ સુંદરી૦
વસ્ત્ર સજી વંઠેલી વનિતા, ચાલે જે છમછમની રે
વિનય વિનાનાં વચન ઉચ્ચારે, તેને તુરતજ તજવી સુંદરી૦
દયા ઉદાર વિચાર ન ચુકે, ડાહી ડા'પણવંતી રે
કોમળ કમળ સરીખી નિર્મળ, શીયળ સાચવે ખરી સુંદરી૦
રાગ તણો સાગર મૃગનયની, ખરા સુગુણની ખાણ રે
દ્વેષ કલેશ ન કરે કો સાથે, ઇચ્છે જગકલ્યાણ સુંદરી૦
રાખે સજ્જનતા સહુ સાથે, વચનવડે ન બગાડે રે
પરઘરની પંચાતોમાંહી, નિજનું મન ન લગાડે સુંદરી૦
કેશ કરે તે રામા શાની? ક્રોધ ધરી ધુંધવતી રે
પિશાચ સરખી મહા ભયંકર, જાત લજાવે જુવતી સુંદરી૦
સાહસને કરનારી નારી, અતિ અપયશ લેનારી રે
દારૂણ દુખ પતિને દેનારી, તેની ન કરે યારી સુંદરી૦
યોગ્ય કસરને આવડ તેથી, ચલવે સહુ વહેવાર રે
કહે ન કોઈ બખિલ ઉડાઉ, એવો લે આકાર સુંદરી૦
કરે રસોઈ રૂડી રીતે, રસ ઉપજે રસનામાં રે
તનમન થાય પ્રસન્ન અતિશે, કસર નહીં રચનામાં સુંદરી૦
ઉપજ પ્રમાણે ખર્ચ કરે છે, કર જે દીલ ડરે છે રે
ગરજે કર ન ધરાવે ઈશ્વર, એવી ટેક ધરે છે સુંદરી૦
પતિને થાય સહાય હમેશા, સુખદુખમાં લે ભાગ રે
કાન સુવાસિત પુષ્પ પ્રમાણે, પસરે સુયશ પરાગ સુંદરી૦



## માનુની મહાત્મ્ય.

( તોટક છંદ )

ગૃહરાજ બધું ગૃહણીપર રે
ગૃહણી વણ તૃણ સમો નર રે
ભવસિંધુ ભયાનક છેજ મહી,
અરધંગ વિના ઉછરંગ નહીં ૧
મનશાંતિનું સ્થાન પવિત્ર અતી,
સુપ્રધાન સુમિત્ર પવીત્ર મતી
મનમાનતી જોડ મળેજ કહી,
અરધંગ વિના ઉછરંગ નહીં ૨
સુખમાં દુ ખમાં શુભ ભાગ લહે,
લવલેશ વિશેષ ન વેણ કહે
શુભ દમ્પતિ સંપતિ મુળ અહિં,
અરધંગ વિના ઉછરંગ નહીં ૩
ઘર રક્ષણ ક્ષેમ કરે સુરીતે,
ધરિ પ્રેમ સુલક્ષણ નિત્ય પ્રતે
નરયોગ કરે સુખભોગ સહી,
અરધંગ વિના ઉછરંગ નહીં ૪
ઘરભુશણ નાર ધરેનું ખરૂં,
જગદુશણ તેહથી થાય પરૂં
મનરંગ તરંગ અથગ મહીં,
અરધંગ વિના ઉછરંગ નહીં ૫

શુભ ભામિનિથી નર સુખી બને,
ભગવત ભજે બની સંત અને
સતસંગ પ્રસંગ ગવાય મહી,
અરધંગ વિના ઊછરંગ નહીં ૬
શુભધર્મ સુકર્મ સહાય કરે,
કરી પુણ્ય અને વળી પાપ હરે
ગણના ગુણવાનની થાય નહીં,
અરધંગ વિના ઊછરંગ નહીં ૭
ઊપજાવી પ્રજા વળી સેવકરે,
વ્રત ભક્તિ પરાયણ દીલ ઠરે
મન મોદ કરી નથિ એવી કઈ,
અરધંગ વિના ઉછરંગ નહીં ૮
શુભ ભોજન પ્રેમ પ્રયોજનને,
મન ભાજન સાધન છે જનને
જઈ જાતપરે વદશે ન વહી,
અરધંગ વિના ઊછરંગ નહીં ૯
પ્રભુ દે સુમતિ સહુ દમ્પતિને,
સુધરે શુભ સંતતિ સંમતિયે
રતિમાત્ર કહાન પ્રસંગ દઈ,
અરધંગ વિના ઉછરંગ નહીં ૧૦



## આત્મજ્ઞાન.

### મનને શીખા. ( ગરબી )

ઓધવજી સદેસા કેશા શામને—એ રાહ.

મન મારા મુકી દેને મમતા બધી
ખોટો છે આ જગનો સઘળો ખેલ જો
ભ્રમણામા ભુલી ભટકે બે ભાનથી
પણ એ તલમાથી નહી નીકળે તેલ જો મન० ૧
સ્નેહ તાણું ઉંડુ કારણ તો સ્વાર્થ છે
સ્વાર્થ-પ્રીતનો કેમ કરે વિશ્વાસ જો
કાયા ને માયા તે તો તારા નથી
બહુ વિધના બધ ન કરશે ગળાપાશ જો મન० ૨
સાચ ટેકનુ સાચુ ધન સભારતું
ઉડાવતા અતે ઉપજશે ત્રાશ જો
માલીકને ઉત્તર દેવો મુશકેલ છે
સ્હેલ થશે પણ રાખીશ નહીં કચાશ જો મન० ૩
ઘણા ગયા ને આપણ પણ જાવુ નકી
જનમ મરણનો શાને કીજે શોક જો
ગમે તેમ જગજીવન તે જુગતું કરે
ફાંફાં મારે થશે ફજેતી ફોક જો મન० ૪
સગા સહોદરને સઘળા સંસારનુ
વિશ્વભર ચલવે છે ચાલે તેમ જા
રાખે ખાલી ચીના તેમા શુ વળે

કરે ભજન તો પામે અક્ષય પ્રેમ જો   મન૦ ૫
અટક્યું કોનુ રહ્યુ નહીં રે આપણુ
ભવમા ભટકી પટકી દે સહુ પાપ જો
ઘટકી છે જીવન તે દાડા ચારની
ભજન કરી મેળવ શ્રી ઇશ્વર પ્રતાપ જો મન૦ ૬
આશાને તૃષ્ણા તે તો મધલાળ છે
ટળે તુરત પણ શાસ્ત્ર સત્સંગ જો
વિષસરખા વિષયોને તે દુરે કરે
જામે ઊરમા ભક્તિ પ્રેમ ઊમગ જો   મન૦ ૭
ચાહીશ ચોખ્ખે પંથે જોતું ચાલવા
ચલવનાર છે પોતે પરમ ઊદાર જો
નાથે સહુ સાધન આપ્યા તુજ હાથમાં
કર રક્ષણ જે છે તુજને હિતકાર જો   મન૦ ૮
ખોઇશ તકતો ખાલી થઇશ ખુવારતુ
ખરી વાતનો શાને રાખે ખાર જો
અભ્યાસે વૃત્તિ તારી સારી થશે
મનથી એકજ રાખી જો નિર્ધાર જો   મન૦ ૯
દુખિયારી આ દુનિયા તણી મુશાફરી
ફરીફરીને ફરી નહીં ફસાય જો
કાન નિદાન વડે સહુ કામ કરાય છે
થાય પ્રયત્ને પોતે પ્રભુ સહાય જો   મન૦ ૧૦

---

(ગરબી )

પ્રેમની પ્રેમની પ્રેમની રે મને —એ રાગ.

હારમાં હારમાં હારમાંરે,
મન જીતિ બાજી તું હારમાં
પ્યારમાં પ્યારમાં પ્યારમારે,
તું ભુંડે ભુંડેરા પ્યારમાં (ટેક)
જ્ઞાન મારગની ગાથ‡
ગમે નહીં લોભાય વિષય વિકારમારે મન०
રચે પ્રપંચ અનેક પરંતુ,
પ્રજળે સહુ પાગવારમારે મન०
રૂધિર પરૂને મળ મુત્રાદિક,
કાયના છે કોઠારમારે મન०
મમતા તે શું અધિક ધરીને,
કરે કુકર્મો કારમા* રે મન०
રાખ્યો ભરૂસો વીશ્વ ભરનો,
ભાવ હૃદયથી વિસારમા રે મન०
ઈશ્વરની આજ્ઞા ઓળંગી અઘ§
અઘટિત સ્વીકારરમા રે મન०
તરદુસ્તર† ભવસાગર જળથી,
ફોકટ ફાંફા મારમાં રે મન०
કોઈ કોઈનું નથી સગુ સંબંધી,
સ્વારથે અંધ સંસારમાંરે મન०

‡ગોસ્ટી, વાત *અઘટિત §પાપ †કઠણ

અવસરે અરી* થઇ સહુ ઉભે,
રહે ન એક આકારમાંરે મન૦
તજે ન તુને જેહુ કદાપી,
પોશેછે વિવિધ પ્રકારમાંરે મન૦
મનકર્મવાણી વીમળ કરીને,
કાનરહે જ્ઞાન વિચારમાંરે મન૦

---

## જીવને શીક્ષા.

### પદ–ધોળ–રામગ્રી

"પહેરે પોપટ રાજા રામના"–એ રાહ.

રે જીવ! જો તું વિચારીને સત્યરૂપ પ્રભુને
આદીઅનાદી જે એક છે, ધ્યાન તેનુ ધરીને રે જીવ૦
આંખો આપી તને નિરખવા, કાન શ્રવણ જ કરવા
મન ધ્યાન ધરવાને આપીયુ, કર પુન્ય આચરવા રે જીવ૦
સુખનાં સાધન સહુ રોપીયા, કર કોઈનું સારૂં
એજ છે ભવજળ ઉતરવા, સુખદાયક આરૂં રે જીવ૦
ધર્મ વિચારીને વિનયથી, દયા દીનની આણી
શ્રેયશ્રદ્ધા ધરી કર સદા, પેખી પામર પ્રાણી રે જીવ૦
દૈવે દયા તુજપર કરી, તેજ જળ ઉપજાવ્યાં
અનળ§ વાયુ અવની અને, આશમાન બનાવ્યાં રે જીવ૦

---

*દુસ્મન §અગની

અકળ કળા એ ઇશની, પાર કોઈ ન પામે
વિવિધ રૂતુ રચના મચી, ચારૂ* ચિત્ર વિરામે   રે જીવ૦
અનુપમ ફળ મુળ સ્વાદ તે, તુજ પોષણ કરવા
આપ્યા કૃપા કરી ઈશ્વરે, તાપ તનના ટાળવા   રે જીવ૦
રાત દિવસ જે રક્ષણ કરે, સર્વકાળ કૃપાથી
ઓળખ એ અવિનાશીને, કરી શ્રમ ત્વરાથી   રે જીવ૦
અજર અમર એ આપ છે, અવની-પતિ પોતે
સુક્ષ્મ દઢરૂપ જે ધરે, જ્ઞાન-ચક્ષુથી જોતે   રે જીવ૦
સાક્ષાત્ તે સરવે સ્થળે, નથી તુજથી ન્યારો
પોષે છે જે પુરા પ્યારથી, વિશ્વને પાળનારો   રે જીવ૦
મેરૂ અને તૃણ જે કરે, સુત્રધાર સ્વરૂપે
સૃષ્ટિના જીવ અનુપમને, રાખે ના એક રૂપ   રે જીવ૦
વાણી અને મન કર્મથી, દઢ ધ્યાન કર એનું
જે થકી સુખસિધિ સાંપડે, મળે શુભપદ તેનુ   રે જીવ૦
જન્મમરણ ભયથી બચી, મોક્ષ-પદ પામવાને
દુર્ગુણ દુર વિદારી દે, જન્મ સફળ થવાને   રે જીવ૦
ગદગદ કંઠે સ્તુતી કરી, ભજ સૃષ્ટિનો સ્વામી
જ્ઞાન પ્રપંચ દે પરહરી, પ્રભુચરણ પ્રણામી   રે જીવ૦

---

## ધનનો મહિમા.

( પદ-કેદારો )

---

* સુંદર

છબછડીરે તને હરીગુણ ગાતા આવડું-એ ગઝ.

ધનવંતાને માન મળે છે, આશ્રયને યશ ભારા રે
સર્વ વસ્તુની શોભા ધનમાં, ધનધનની બળીહારી રે ધન૦
જર જાળવે દુ:ખ ઘણા પણ, સુખ ઉપરથી ભાસે રે
જગત્ સહુ જરની ખટપટમા, લટપટ કરી તપાસે રે ધન૦
સ્વારથ કે પરમારથ સહુમા, છે ધનનાં ધિ ગાણા રે
ધનથી રૂડું ધનવણ કુંડુ, ધનના ગવાય ગાણા રે ધન૦
'ધન'સાધનથી સર્વે સીધ્યું, ધનવણ ઉચું ધારો રે
ધનિકને આધાર અપારજ, નિર્ધનનો નહીં ચારો* રે ધન૦
ધનવતો જન શ્રેષ્ઠ મનાયે, વિદ્યા ડહાપણુવતો રે
ધનવંતામા ખોડ ન ખાપણુ, ધન-તુબિથી તરતો રે ધન૦
ધની અધિકારી સર્વ વાતનો, કહેવા કે સાભળવા રે
નિર્ધનીને જન ગણી ન ગુણો, ચ્હાય ન ચિત્ત મળવા રે ધન૦
સ્વલ્પ મળે ધન અધિક ગણીને, મન સતોષી રાખો રે
તન-ધન-સાધન અચળ ન કાંઈ, વ્યર્થ બધા અભિલાખા રે ધ૦
નિતીવડે મેળવવું જોતું, સુકૃતમાં વાપરવું રે
અધિક મળે થવું અધિક નમ્રને, દુ:ખ પરાયું હરવુ રે ધન૦
ધનવણ દુ:ખ ધરશો નહિ કોઈ ધન સહુ દુ:ખનો પાયો રે
ધીરજ ધર્મ પ્રેમ ચુકાવે, હાથ ન રહે ઉપાયો રે ધન૦
કળીમા એનુ માહતમ માની, કઈ ન અનીતી કરશો રે
સાચુ ધન તો પ્રભુભક્તિ છે, જેથી અતે તરશો રે ધન૦
નિર્ધનીયા તે થાય ધનિક ને, ધની નિર્ધનીયા દીઠા રે
કા-ન તજી અભિમાન તું એનુ, ગાને પ્રભુ ગુણ મીઠા રે ધ૦

---

*ઉપાય

# મનરૂપી પંખો.

## ( ગરબી )

વાસ-હો વેરાગ્ય થઈ લાગી રે વ્રજની નારને-એ રાહ.

મનપંખીડા, ભજનની ડાળે બેસી પ્રભુગુણ ગાની
શું સોચ કરે, તું તારૂંજ વિચારી નિર્મળ થાની (ટેક)
તારે ગીર સિંચાણો કાળ ફરે, મોહ જાળ બાંધિને માંહે રમે
પ્રાણીઓ મુગટ તને કેમ ગમે, મનપંખીડા૦ ૧
જેમ પાણી પાણી થઈ ચાલે, પચ્યું પાન નહીં ચોટે ડાળે
તને પ્રભુવિના કોણ ઉગારે, મનપંખીડા૦ ૨
પરદેસી પરોણા કોણનારે, તું જીતી બાજી કાં હારે
હુંયે હિમ્મત રાખ તું નહિં હારે મનપંખીડા૦ ૩
કર સતસંગત ફેરો ફળશે, જમદુત તણી ફાંસી ટળશે
પ્રીતમનો સ્વામી ત્યાં મળશે મનપંખીડા૦ ૪

---

# દામની મમતા.

## ( ગરબી )

મળજો મળજો મળજો રે, મારા શ્યામ-એ રાહ.

દામની દામની દામની રે,
તુ મેલ મત દિલ દામની ( ટેક )

દેહપર બહુ મોહાય પરંતુ,
કોથળી તે હાડ ચામનીરે ધ્રુ૦
ખરૂંખોટું તે માટે કરવું,
રીત એતો નહિ કામનીરે ધ્રુ૦
થઈ પણ નહિ તુજ સાથે આવે,
તજ તે નીત હરામનીરે ધ્રુ૦
ખાલી આવ્યા ને ખાલી જવું,
સહુ સાહેબી નામનીરે ધ્રુ૦
પ્રભુનામ–દામ કર સંગ્રહ સારો,
કમાઇ જે બેઉ ઠામની† રે ધ્રુ૦
એક દમડી નહીં જોય કદાપી,
આવશે જશે જેમ‡ દામની રે ધ્રુ૦
નિતિધર્મ પાળી નિર્ધન રહેવું,
એ સામાન સુખ નહીં માનની રે ધ્રુ૦
લાખેણી લાજ સભાળી રહેવું,
અખુટ દોલત તે પામનીરે ધ્રુ૦
લાખ મળશે પણ લાજ મળે નહીં,
ગરજ પડે સહુ ગામની રે ધ્રુ૦
કરગરી કાન કર જોડ પ્રભુને,
આશ રાખ અવિચળ ધામનીરે ધ્રુ૦

---

† આ લોક અને પરલોક ‡ વીજળી

# કોઇ રહેવાનું નથી.

## ( ગરબી )

સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઈ અલબેલી— એ રાહ.

થિર ઠરીને કોઈ આ ઠમ,
રે નથી રહેવાનુ
કરી લો કાંઈ રૂડુ કામ,
રહેશે કહેવાનુ [ ટેક ]
વિક્રમ સરખા વીર ગયાને,
ભુપ ગયો વળી ભોજ રે
જોરાવર જયકારી જગત્‌મા,
ફરતી જેની ફોજ રે નથી૦
છતે ગયો શાહુ છત્રપતીનો,
દુનીયાથી દેખાવ રે
બાજીરાવ ગયા બળવતા,
ગયા શીવાજીરાવ રે નથી૦
બારોનેટ બહુ જશવંતા,
શેઠ ગયા જમશેદ રે
કહો રહ્યા કયા ધનજી કામા,
ખલક ધરે છે ખેદ રે નથી૦
જેણે બહુ જર જોડી જગત્‌માં,
કર્યા ગુપ્ત ઉપકાર રે

કઈ દુનિયાના દુઃખ કાપ્યાં તે,
સંસારે સભાર રે નથી૦
મોતીશા મુંબઈમાં મોટો,
સરસ હતો શાહુકાર રે
નામ ગયું ને ઠામ ગયું વળી,
ગયા ગરથ ભંડાર રે નથી૦
કઈ ગુણવંતા ગયા ગર્વ નર,
સરસ ગયા સરદાર રે
રાજા રાણા કોઈ રહ્યા નહીં,
કટા અમલ કરનાર રે નથી૦
હેમાભાઈ હૈયાત હતાને,
શેઠ હતા હઠીસંગ રે
તે પણ દુનિયા તજી ગયાને,
મનમા રહ્યા ઉમંગ રે નથી૦
કયા પ્રિન્સઆલબરટ પૃથ્વીપતી,
રાણીનો ભરતાર રે
જોતા જોતાં ગયા જગત્થી,
જરા ન લાગી વાર રે નથી૦
પડ્યું રહે નાણું પૃથ્વીમાં,
અગણીત આડે આક રે
સમજી લેજો કંઈ પણ સાથે,
નહીં આવે નવટાક રે નથી૦
બાગબગીચા બેઠક બંગલા,
મોટા મોટા માળ રે

એ તો સૌ એમનાં એમ રહેશે,
પ્રથમ થણુંજો પાળ રે નથી૦
બાર ભેલા અધુરા રેશે,
કઈક જગત્‌ના કામ રે
તરત અજાણ્યું તેડુ આવે,
તજીને જવું તમામ રે નથી૦
કાલ કરવાનું આજ કરી લે,
કોણે દીઠી કાલ રે
પગલાં હેઠે મોત પડ્યું છે,
ચેતી ચેતી ચાલ રે નથી૦
લાચારોની આસીશ લેજો,
નિશ્ચય કરજો નામ રે
સમજો તો સારી શીખામણ,
દે છે દલપતરામ રે નથી૦

---

## દેહને ઠપકો.

( ગઝલ )

જીને આપકું જોયા નહીં, મન મેલકું પેયા નહીં— એ ચાલ.

ધિઃકાર છે આ દેહને, જો ધ્યાન ના ધર્યું [ ટેક ]
ફુલિફાલીને ફંદે ફરયો,
લલિતાર્થ ના મનમાં ધરયો

નિજ ધર્મ કર્મજ વિસરચો,
ચિત વિષયમાં ચોટી રહ્યું	ધિ૦
ઠગવાની બહુ બાજી રચે,
મન માન મોહ મહી મચે
પરમાર્થે વાત નહીં રૂચે,
નિજ સ્વાર્થમાં સઘળું ગણ્યું	ધિ૦
પીતુ માત ગુરૂને ના ગણે,
શુભવચન એનાં નવ સુણે
નિજસ્વાર્થને હાથે હણે,
અઘટિત કહો એથી કયું ?	ધિ૦
તન ખાખ આ બળીને થશે,
રતિમાત્ર સાથ ન આવશે
જન વાત વળતી બોલશે,
સારૂં કે નરસુ જે કર્યું	ધિ૦
પળપણ પ્રપંચ મુકે નહીં,
ક્ષણપણ નિવૃત્તિ તો કહી
અવસર નકામો જાય વહી,
જળબિંદુ જયમપત્રે ઠર્યું	ધિ૦
નિઃસ્સાર જાણે ને જુએ,
નિજ મુર્ખતા નજ રાખુ એ
અંતે વિમાસીને રૂએ,
ખંતે ન ખરચ્યું વાવર્યું	ધિ૦
એવું કરયું એ નામનું,
નથી હાડકે એ ચામનું

એકે થયું નહીં કામનું,
સાચવી મ'ચી જે ભરયું                ધિ૰
કર જોડી કહે કાનજી,
હજી સદ્ય સાધન લે સજી
હરધરી હરજી લે ભજી
તુજ નસીબ જો નિશ્ચ ફરયું                ધિ૰

---

## વખતની કિંમત.

( પદ—જી જોટી )

નાથ કૈસેં ગજકો બંદ છુડાયો— એ રાહ.

વખત વહી જાય છે આજરે ભાઈ
કેમ વિચારતા નથી કાંઈ વખત૰ ( ટેક )
ખોયેલું દ્રવ્ય ફરી સાંપડે છે,
સમય ન સાંપડે કાંઈ
એવા અમુલ્ય કાળની કાળજી,
ન મળે મુરખ મનમાંહી                વખત૰ ૧
કાળ આવે પળ વાર ન થોભે,
ચાલે કરીને ચડાઈ
આરભ્યાં કામ અધુરાંજ રહેને,
મનમા રહેવુ મુંજાઇ                વખત૰ ૨

અટપટા આ પથની: ન કંઈ ગમે,
ક્યારે થવાની જુદાઇ
દેહ ક્ષણીક ક્ષણીક સહુ વૈભવ,
ભવની એવી છે ભવાઇ વખત૦ ૩

જાયું જવાનુ ને ખીલ્યું તે ખરવાનું,
ખલક ઉડીખાઇ;
રંગબેરંગી મચારૂંી પુષ્પો,
પલકમાં જાય સુકાઈ વખત૦ ૪

વખત વિચારી વિવેકથી વર્ત્તવુ,
મુર્ખાને ખોટી મોટાઈ
જગત-જનકનાં સહુ છોરૂ છૈયાં,
સમજવી એવી સગાઈ વખત૦ ૫

સમય સફળ કરે કાજ રૂડા થકી,
પુર્વની હોય પુણ્યાઇ
વ્યર્થ કુસંપ કુકામ કરતા,
કાળ જાશે ઝટ ખાઇ! વખત૦ ૬

રહ્યા ન વિક્રમ ભોજ યુધિષ્ટર,
સ્થિર કીરતી રહી છાઈ
કાન અચાનક જાવું સહુને,
કર ભુંડા કાંઈ ભલાઈ વખત૦ ૭



---

‡ માર્ગ § ઊડીખાઈ

# સુબોધસાર.

## દોહરા.

મનથી માને મોટપણ, કરી બીજાને બોધ
પોતે ત્યમ વરતે નહીં, તે બોધક નવ શોધ ૧
અથાક ભવજળને વિશે, નિતિધર્મ બે નાવ
નાવ–ઈશભણુ જ્ઞાનને, સત–હોકો દિગ્દાવ ૨
ભવસાગર વરસે ધુમર, કોનહી તારે આપ
આપ સુકરિતે મુક્તિ છે, અવર ન બાળે પાપ ૩
પ્રેમભક્તિથી ઐક્યને, ઐક્ય થકી જય થાય
ગણીગણીને સાધીયે, તો ત્રુઠે જગરાય ૪

---

## પુત્રીનેનિશાળે મોકલો.

### ( પદ—પ્રભાવ. )

મહિ કૈસે વયોગ્રુ મોરી ગઈરે મથનિયાં— એ રાહ.

મોકલોનિ શાળે પુત્રી સજંજનો તમો
સજજનો તમે રે સહુ, સજજનો તમે રે સહુ [ ટેક ]
બાળપણુમાં શીખાડ્યું વ્હેલું આવડે,
જેમ ઝાડ કુમળું અડે નમી પડે
મોટપણુમાં વિઘ્ન તો ઘણાં નડે

મનમાન્યું ના કદાપિ પુરૂં સાંપડે
ઉમરે મ્હોચીને ભણે, શરમ શ્રમ ખમેરે  મોકલો૦ ૧
પુત્રી ઘેર ના ભણે પણ રોજ રડવડે,
અની લાડકી છકી તે સર્વસુ લડે,
સાસરે પીયરે પછી ભારી તે પડે,
તે સમે પીતાને માત તે વળી રડે,
રહી પુત્રી મુર્ખ તે તો, બહુ બહુ દમે‡ રે  મોકલો૦ ૨
જે નિશાળમાં શીખાય ઘેર ના શીખાય
સાથીઓનું† દેખી દેખી ચાનકો* રખાય,
ન્યારિન્યારિ રીતી પેખી, સાર ચિત લખાય,
દુ:સ્વભાવ સહેલથી સહુ કહાડિરે નખાય
બને પગવી ત્દષ્ટપુષ્ટ, નિશાળે જમે રે  મોકલો૦ ૩
ઘરનુ ભણ્યુ બાંધ્યુ ઢોર બ્હાર ન સંખાય,
કાતો બને સુમ કાતો ભસી કરડી ખાય,
સ્હેજ વાતમાં સદા તે સર્વથિ ઝખાય,
જ્ઞાનના રસો પુરા તેથી ના ચખાય
નર્મદા ઘણુ શુ કહે, કરો મન ગમે રે  મોકલો૦ ૪

( પદ—બટવા—પીલુ. )

વિદ્યા ભણીને વઠી ન જઇએ,
સઘળી વાતોમાં વિવેકજ થઇએ  વિદ્યા૦ ૧
મ્હેણાનું વેણુ કોને નવ કહીયે,

---

‡ સંતાપે  † સગાથણ, સાહેલીયો  * ચીવટ

કંકાસથી વળી દુરજ રહીયે　　વિદ્યા૦ ૨
મુકી ગરૂરી સાલસાઇ ધરીયે
સંતોષે સુખ પણ ઉદ્યોગ કરીયે　　વિદ્યા૦ ૩

## નારીને ભણાવવા વિશે,

( ગરબી )

રઘુપતિ રામ હૃદેમા રહેજોરે—એ રાહ.

ભલાજન નાર ભણાવો ભાવે રે,
વિદ્યા સાચ્ચ પરમ લાભ લાવે ભલા૦ [ ટેક ]
શીખી સ્રી ઘર તગતુ રાખે રે,
કોઇ ભુલી ખરાબે ન નાખે રે,
નિર્ભે થઇને રૂડા ફળ ચાખે　　ભલા૦ ૧
ઘરના જન જોડે સંપે રહેશે રે,
જેને જેવું તેને તેવુ દેશે રે,
રેશેરેશ હીસાબજ કહેશે　　ભલા૦ ૨
કોઈના રૂપ-ગુણથી ના મોહે રે,
કોઇ પાપી વિચારે ન જોએ રે,
નિત્યે ઉદ્યમમા ચિત્ત પ્રોએ　　ભલા૦ ૩
જુઠા વ્હેમ હણેજ ધિક્કારી રે,
રૂડી રીતને લે છે સ્વીકારી રે,
આપે બાળકને શીખ સારી　　ભલા૦ ૪

જેવી મા તેવા છોરૂ જોવાએ રે
જ્ઞાની હોએ તો જ્ઞાની સુહાએ રે,
મુરખી હોએ તો મુરખ તે થાએ ભલા૦ ૫
ઉછરે છોરૂઓ માની સ ભાળે રે,
કુમળી ઊમર માસ્હોડે ગાળે રે,
જેવા બોધ તેવા તેઓ જાળે ભલા૦ ૬
વિદ્યા ભણવાથી મા જ્ઞાની હોએ રે,
નિતીભક્તિથી થઈ ડાહી સ્હોએ રે
જેની છાપો છોરૂમા જોએ ભલા૦ ૭
સહુ સુધારાનુ મુળ તો નારી રે,
સહુ સુધારાના ધરની તે બારી રે,
શીખી નારી તેની બલીહારી ભલા૦ ૮
સ્ત્રીના હક છે પુરૂષ પ્રમાણે રે,
માણસ મગની તે બે ફાડ જાણે રે
નહીં ઓછુ વત્તુ મન આણે ભલા૦ ૯
કોઈ એકથિ દુનિયા ન ચાલે રે,
સ ઘે સરખે સરખા બેઉ હ્માલે રે,
સ્ત્રીને મારો નહીં કોઈ આળે ભલા૦ ૧૦
તજી હઠને શીખાડો નારી રે,
રૂડી વાતનો દો ન વીસારી રે,
નર્મદાનુ કહ્યુ ચિત્તધારી ભલા૦ ૧૧



# વાંચનથી થતા લાભ.

( ગરબી )

સારૂં સારૂં રે સુરત શહેર મુંબઈ અલબેલી—એ રાહ.

સહુ નિર્મળ મનની નાર,
ઉરમા પ્રેમ ભરી
શુભવચન રચન સુખકર,
નિરખો નેહુ ધરી ( ટેક )
સચરવા શુભપંથે પ્રેમે,
નિતિ ટેક નવ તજીયે રે,
સુદરી સુંદરતાનો ગંભીર
હેતુ એજ સમજી એ ઉ૦
ચતુરા ન્હાવાની ચતુરાઈ,
મનન કર્યાથી મળશે રે
ઢોંગસોગ ને ધૂર્ત મંત્રની,
અઘટિત રીતે ટળશે ઉ૦
નાત વરાને રડણુ કુટણુની,
ચાલી ચાલ નઠારી રે
તેમજ બીજી અઘટિત રીતો,
દેશો સઘ સુધારી ઉ૦
દંપતિ નિજ ફરજ વિચારી,
શાંત સુઘડ થઇ રહેશો રે

આજ તણા શિક્ષણ રક્ષણનો,
ઉત્તમ લ્હાવો લેશો — ઉ૦
સીતા દમયંતી સાવિત્રી §
જેના ચારૂ ચરિત્ર રે
ચિત્રપ્રમાણે ચિતથી વાંચી,
થઇએ પરમ પવિત્ર — ઉ૦
પિયર અને સાસરિયાં કેરા
શુભ સંબંધ સમજવાં રે
શાસ્ત્રવચન શ્રુતિ મંત્ર પ્રમાણી.
લાગો ઝટ અનુસરવા — ઉ૦
વાંચનથી મનરંજન રહે ને,
મળે અનુભવ અજ્ઞાન રે
શ્રવણ મનન નિદિધ્યાસ ન કરો,
અંથ કરે કલ્યાણ — ઉ૦
શિક્ષણથી માણસપણ આવે
નિપજે કનક કથીર રે
સેવીને સારદપદ સુંદર,
કાં ન બનો નરવીર — ઉ૦

---

§ ૧૬ સતીઓ ઉપરાંત રાતા, અહલ્યા, મંદોદરી ઇત્યાદીન ચરિત્રો૦

( ગરબી )

મળજો મળજો મળજો રે માગ શ્યામ—એ રાહ.

કામની કામની કામની રે
આ સુણો શીખામણ કાનની (ટેક)
કામની‡ વાત જે કામની ન જાણે
તે કામની શા કામની રે આ સુણો૦ ૧
પિયર સાસરિયે પ્રિયકર થવું
મમત તજી ધનધાનની રે આ સુણો૦ ૨
દુર્ગુણથી રહી દુર નિરંતર
દરકાર કરશો ન દામની રે આ સુણો૦ ૩
પતિભક્તિમા પ્રાણ પરોવી
જોતા ન દિવસ કે જામિની¶ રે આ સુણો૦ ૪
નિંદા કરે નાથની જે ન ગુણી
શાંતી ન પામે નામની રે આ સુણો૦ ૫
કામક્રોધ તજી કાં ન રાજી રહેવુ
નિત પ્રીત રાખો રામની રે આ સુણો૦ ૬

---

## વૈરાગ્ય.

રાજ્યશોભને શીરે ધિકાર છે હજાર વાર—એ રાહ.

કાયામા કામવિકાર છે વિચાર

---

‡ ખપની ¶ રાત્રી

થાર કાયામા કામ વિકાર છે
અ ગઅ ગ લોહી નરક ભર્યું છે
ગ દકીનો આતો કોઠાર છે — વિ૦
સારૂ ન રહે રાંધ્યુ વાશી થાતાં
( એમ ) કાયા આ બગડી જનાર છે — વિ૦
વાશી અનાજમા પડે કીડાઓ
( તેમ ) કામ ક્રોધ મોહ હજાર છે — વિ૦
ક્ષણભ ગુર આ દેહ છે તારો
ભરુસો તેનો ન લગાર છે — વિ૦
ર ગ રૂપ રાગમા અથાગ લાગ્યો
આગ્યમા પત ગ જેમ પ્યાર છે — વિ૦
ગોરીને ગોરી ભાળીશુ મોહે
પાપ તણી એ વખાર છે — વિ૦
સાવધ થઈ તુ ચેત આગળથી
ભજનમાં શાની થનાર છે — વિ૦
પ્રેમ તુ રાખને પ્રભુની માહે
વિશ્વ તણા જે આધાર છે — વિ૦
તારણ તારૂ તે કરનાર
હરના દુખના હજાર છે — વિ૦
વી ટી બતાવા કેમ પ્રજળે ઝુ પડી
મસ્કરી તારી તો થનાર છે — વિ૦

## ઠુમરી.

પ્રાણ જપ્યો નહીં મુખથી પ્રભુને

દુર કરશે કોણ પાંચ રીપુને
આ જગ જાળના એ માહેતી
તે આથી મુકી કેમ ચાહે શત્રુને પ્રા૦
સ્નેહી તુજ શત્રુ થાશે અંતે
પસ્તાઈ પછી સ્મરીશ વીભુને પ્રા૦
આશા તૃષ્ણા ભલે પર્ણીઓ કીધી
તું મરતા તે થશે બીજાને પ્રા૦
તું જીવતા પણ ચાહે અવરને
હવે તો એને તું પરહરને પ્રા૦
સાચો સબંધી જે છે સહુનો
તેનુ મુખેથી તુ નામજ જપને પ્રા૦

---

## રાસડો.

ઉભ્યો સખી સૂરીનો શૃંગારહાર—એ રાહ.

જ્ઞાનમણી મનમા માનુ નીધાર
તેજજ્યોતિ જળહળે અ ગમા
સાધુવૃત્તિ ઉત્તમ વિચાર આચાર
ધાર સાધન સુંદરી સુખના

## સાખી.

મન મેલાં ધરી માનુની, (જો) કરો પુજન અરચન

આફર નાંખી સાગરે, નહીં આવે ગળપણ
એથી પ્રભુ ખુશી નવ થાય, સુંદરી સત્ય કહ્યું રે
સદ્દવૃત્તીથી સિંધુ તરાયં, મહિલા મુખે વંદુ રે
માનોને કહું માનુના મારા વેણુ
ઉથાપો નહીં પ્રીતમ પ્રભુના વેણુ

સાખી.

કુકર્મ કરીને કામની, બગ જયમ ધરીને ધ્યાન
વીષ પીને કેમ જીવશો, વાત ધરો એ કાન
અહેનો ધરો પ્રભુનું ધ્યાન, તજીને રમા રૂપ અભિમાન
કરશો કદી ન નિંદાગાર, તજજો અવર તમે તોફાન

સાખી.

સદ્દવૃત્તિ સદ્દધર્મથી, તરશો આ સંસાર
શીયળ વૃતથી સુંદરી, મોક્ષ છે ભવમોઝાર      જ્ઞાન૦

---

## સુબોધ કકાવળી.

( ઓખાહરણનો ઢાળ )

કકા કાન ન રાખીશ કાચો,
કહું મંત્ર તે સાંભળ સાચો

કદી મોહાઈ જો ન ફુલાતો,
કરમે લખી છે ખાવાની લાતો ૧
ખખા ખોટી ખલક તું જાણ,
ખરાખોટાનો વિચાર આણ
ખટપટ મુક ખખા યાર,
ખચ્ચર પેઠે વહે જગભાર ૨
ગગા ગુમાન શીદતું ધારે,
ગમ તુને પડે ન અત્યારે
ગતી બદલાશે ગગા જ્યારે,
ગરજ પડતા પ્રભુને સંભારે ૩
ઘઘા ઘાટ તુ ખોટા ઘડમા,
ઘભરાઈ કુવે જઈ પડમા
ઘઘા કાઢે ન કુવેથી કોય,
ઘણા સગા સંબધી હોય ૪
ચચા ચતુર થઈ નહીં ભુલે,
ચકલાની પેઠે નવ ફુલે
ચપટીમાં મરણ નીહાળું,
ચકમક છે માયા અજવાળું ૫
છછા છેલ થયો છોગાળો,
છતાં પુંઠે પડે છે ગાળો
છટ વધ્યો તુને શાને આમ,
છટ છટ કરે કેમ ગાંમ ૬
જજા જમનો રાખજે ડારો,
જરૂર તારો તો મોક્ષ થનારો

જગજુવતીને મારજે જુતી,
જીનરાજની રાખજે સ્મૃતી ૭
ઝઝા ઓજવાના વારીમાં,
ઝટ મોટાઇ જોમાં નારીમાં
ઝવેરાત સાચું જીનરાજ,
ઝઘડા સમે રાખે જતી લાજ ૮
ટટા ટાંટરો તારો ટાળ,
ટકોરા વાગે જો ઘડીઆળ
ટટા ખુટી જશે જી દગાની
ટટા સ્વપ્નનિદ્રા લે માની ૯
ઠઠા તેં તો ઠકરરાઇ વધારી,
ઠગ નારી જો મળી નઠારી
ઠપકો ન ઠાઠથી સંભળાય,
ઠઠા ઠાઠ ધર્યો ન તજાય ૧૦
ડડા ડગલે ડંગલે ડરવું,
ડગલા નીચે મોત છે મરવુ
ડમરો બહુ રહ્યો જગ મ્હેંકી
ડડા ભજવાની તજી તેં નેકી ૧૧
ઢઢા ભાઈ છોઢ ભજવામાં
ઢઢા ઢોલ થયો ગજવામાં
ઢઢા ધ્યાન અમ્રતને ઢોળી,
ઢઢે વિષ પીધાં છે ઘોળી ૧૨
તતા તકરાર તારો નકામો,
તરવાર બાંધી થયો સામો

તરવાનો નથી તું એથી,
તસ્કર વૃતીએ પ્રભુ ભજેથી ૧૩
થથા થોભામાં જીનને ભજતાં,
થથરા વન કર દાન સજતાં
થર થર થશે તારી કાય,
થયો ખાટલે પડી મુંઝાય ૧૪
દદા દેવ છે દમડો તારો,
દર્દ દુનીયાનાં દેવ નીવારો
દમડો દેવ વધારે ઉપાધી,
દદા ભાઈ તેં ભુલજ ખાધી ૧૫
ધધાં ધ્યાયુ થશે ધરણીધરનું,
ધરામાં ન ડહાપણુ ડોળ ધરનું
ધરતીકપ થાશે ધંધા જેમ,
ધમાધમ મરણુની એમ ૧૬
નના નકામો જગમાં નડમાં,
દયાદાનમાં આડો પડમા
નનો દીનનાં દીલ દુખાવે,
નવાણું હાને નનો નર હટાડે ૧૭
પપા પટલાઈ મુકને પડતી,
પટલાઈ જશે તારી ચડતી
પપા પુરણુ પછી પસ્તાશે,
પરમ આયુષ્ય ખુટી જશે ૧૮
ફફા ફેલ ધરી તું ફુલ્યો,
ફફડાટ ખોટા ધરી ભુલ્યો

ફરજ તારી ન તે જરા જાણી,
ફરો ફસાણો પામર પ્રાણી ૧૯
બબા બાવરો બન્યો બાળામાં,
બુઢા ધુળ નાખી તેં ધોળામાં
બગરૂપાળો બન્યો બહાર,
બબા બાજ વિચાર વિસાર ૨૦
ભભા ભલમનસાઈ ન ભુલીશ,
ભરભાઈ ભાળે વાઈ ન પુલીસ
ભલા ભાઇ જો જાય ભલાઇ,
ભભા ભાઇ તે ખોઇ કમાઇ ૨૧
મમા મમતા નમનમાં લાવ,
મગરૂબી ધરી નહીં ફાવ
મને કહુને ગયો કોણ ફાવી,
મમા કાળ ગયો સૌને ફાવી ૨૨
યયા યમનો ડરતું ધરને,
યત્ન મોક્ષ થવા ઝટ કરને
યશ ઉજ્વળ અવનીમાં જામ્યો,
યયા લાખ સવાયું તું કામ્યો ૨૩
રરા રમણીમાં રઢ શી લાગી,
રમ્યો રમત રાતમાં જાગી
રણુરીપુ વૃધ્ધા વયધાર,
રમા બાંધી લડે ન હથીયાર ૨૪
લલા લુંટાઈ લાજતો થશે,
લળી જો ન પ્રભુને ભજશે

લલા કલ્પતરૂ ભક્તિભાવ,
લલા લુટી લેને સત્ય લાવ ૨૫

વવા વાંકી વાટે શીદવળોયો,
વચન ભક્તિના દઈ નવપળીયો
વશાવામા વિતનો જે થાય,
વવા ભર બજારે લુટાય ૨૬

સસા સુખ સાચુ જો માગ
સદા સ સાર મોહને ત્યાગ
સ્મરણુ કરને સાધુ સ્વામીનુ'
સચરાચર બહુ નામીનું ૨૭

શશા શોધ તુ સાચું તત્વ,
શશઃ શેમા રહ્યુ છે મહત્વ
શશા સુખી સમો સ સાર,
શશો ખાય ગણી કંસાર · ૨૮

હહા હારમાં હીમત વીરા,
હહા હોંશીલી વરી તને હીરા
હહા નનો અદેખાઈ કરતો,
હહા ટેક ન કષ્ટે વિસરતો ૨૯

ક્ષક્ષા ક્ષેમ કુશળ સ સાર,
ક્ષમા પામજો દીન દયાળ
ક્ષયવ્યાધિ છે જગત ઉપાધિ,
ક્ષણુવાર તું સાધ સમાધિ ૩૦



# ગૌરક્ષણ.

## ગોરક્ષાનું ગૌરવ.

( ધોળ-રામગ્રી-ઈત્યાદી )

ભુમી ભમે છે ભામિની—એ રાહ

રક્ષણ કરવા ગાયનું, લહો રૂડા ઉપાય
આળસમાં કાળ ગાળતાં, કાંઈ નહીરે કરાય રક્ષણ૦
રકમા રકતે ગાયને, દુજી‡ દુહિતા ગણાય
પાલન તેનું જે ના કરે, પાપી પુરો મનાય રક્ષણ૦
દેશનુ દ્રવ્ય ધરી ગયું, ગયુ શૂર શરીર
ધર્મની દઢતા ના મળે, વાત એ છે ગંભીર રક્ષણ૦
મોજમજા સુખચેનમાં, ખરચે બહુ દામ
પુણ્યનો પંથ પેખે નહીં, નહીં નીર્બળ ધ્યાન રક્ષણ૦
વિક્રય કરવો ન ગાયનો, જહાં થાય વિનાશ
ધારા બાંધો નાતજાતમાં,§ ટળે હિંસાનો ત્રાસ રક્ષણ૦
વિપ્ર સુપાત્રને ઓળખી, દેવું ગાયનું દાન
પાળે પોશે પ્રાણુ જાણીને, થાય નહીં નુકસાન રક્ષણ૦
ખેતી બને ખુબીદાર જો, ખુબ ખાતર હોય
એવા રસાયન શાસ્ત્રના, હેતુ કોય ન જોય ! રક્ષણ૦
ગાયની હિંસા ન થાય તો, થાય ધરતી રસાળ
ખાતર ગોવરનું મળે, ફળે તરૂઓ વિશાળ રક્ષણ૦

---

‡ પુત્રી. § બધે ઠેકાણે.

મિલ મળે બળવાનને, વધે વિત્ત વેપાર
દેશી ઉદ્યોગ જાગ્યા થકી, ભાગે ભાવઠભાર દશાણુ૦
દુધ દહીં ઘી સોઘાં મળે, વળી સ્વચ્છ સુરીત
આયુશ સુખની વૃદ્ધિ થતાં, કાન મન પ્રફુલીન દશાણુ૦

---

## સ્ત્રીઓની ફરજ.

સાર`સાર રે સુરત શહેર, મુંબઈ અલબેલી—એ રાગ.

સહુ કામીનીનું` એ કામ, ગોરક્ષણ કરવું
નથી અવિચળ આ ધન ધામ, છે અતે મરવું (ટેક)

મરણુ તણો ભય નિશ્ચે જાણી,
દોષ થકી દિલ ડરવુ` રે
હિંસક કર્મો હણુવા માટે,
તનમનધન વાવરવું ગો૦ ૧

કાન્તાવચન કવિતા જેવું`,
મનહર મધુર ઉચરવુ
જગનું જેમા હીત સમાયું,
એ શુભ પગલુ ભરવુ ગો૦ ૨

સર્વ સુધારા સુખનુ સાચું,
માનુનિ મૂળ સમજવું રે
માટે માનુની માન્ય કરીને,
શુભ ગોરક્ષણુ સજવું` ગો૦ ૩

સીતા સાવિત્રી દ્રૌપદીને,
અનસુયા ભોગવતી રે
પતિ સંમતિયે ઉત્તમ કાર્યો,
કેવાં નિત્યે કરતી? ગો૦ ૪
ગાય પાળવા પ્રેમ ધરો તો,
થાએ જલદી ક્ષેમરે
બચે બીચારાં ઉત્તમ પ્રાણી
આણો ઉરમા અંગ ગો૦ ૫
આ સંસારરૂપી સાગરથી,
તુરત હોય જો તરવું રે
પ્રાણ પ્રમાણે ગાય પાળવી,
એ નિશ્ચયમાં ઠરવું ગો૦ ૬
લાખો જીવ કસાઈ લે છે,
તેનું થાય ઉગરવું રે
પુણ્ય તણાએ પંથે પ્રેમે,
કેમ ન કાન વિચરવુ ગો૦ ૭

---

## ગોસેવાની મહત્તા.

( ગરબી )

વાંશલડી વેરણ થઈ લાગીરે વ્રજની નારને—એ રાહ.

હુ નરનારી, ગાય તણું ગુણગાન કરી સુખ માણીયે
ભવસાગર આ, તરવાનું સાધન ગોસેવન જાણીએ ( ટેક )

જન જન્મ થકી પયપાન કરે,
તર તક્ર* જમી બળ શુદ્ધ ધરે
અનવસ્ત્ર સજી એથી ઉચરે સહુ નરનારી૰ ૧
શીતળ નિર્મળ મુખડું રૂડું,
કદીએ ન કરે કોનું કુડું
ઉરશાત વિશાળ અતિ ઉંડું સહુ નરનારી૰ ૨
અણીયાળી કાળી આંખ લડી,
ધોળી રાતી શુભ જાત લડી
કોઈ જાડી ઝાઝીપાત લડી સહુ નરનારી૰ ૩
રક્ષણ એનું તે આપણનું,
જર મુક્યું જાણે થાપણનું
પણ થેલીપર તાળું મણનું ! સહુ નરનારી૰ ૪
એ વૈતરણી તીરે તારે,
યમ મારે ત્યાથી ઉગારે
દે શાસ્ત્ર શાખ એવી ભારે સહુ નરનારી૰ ૫
પાલન પોશણ રક્ષણ કીજે,
શુભલક્ષણ સેવાના લીજે
ઝટકા-ન સરસ અમૃત પીજે સહુ નરનારી૰ ૬

( ગરબી )

આવો હરી શીવશંકર ભોળા—એ રાહ.

પાળો પાળો સૌ ગાયો પ્રીતે

---

* છાશ

ભાળો ભલા લાભો નવનીતે‡ પાળો૦ ( ટેક )

પુરે કામ ધેનું સહુ કામ
ગવાયું ગ્રંથવિષે નામ
ધેનુવણુ કંઇ ન પવિત્ર ધામ પાળો૦ ૧

ઘોડાં ટાડા† વાંદરાને શ્વાન
પાઈ પુસ્ટ કરે શ્રીમાન
કહો પણ શું કરે કલ્યાણ? પાળો૦ ૨

ચરી તૃણ ગુણ અગણિત કરે
દહીં દુધ માખણ ઘૃત ભરે
અંતે તન તાપ અગાધ હરે પાળો૦ ૩

તારે ભવસાગર થઇ ત્રાતા
ભીડે કરે સાહ્ય જાણો ભ્રાતા
માતા પેરે અવિચળ સુખદાતા પાળો૦ ૪

ભણી ગણી અર્થ વિચાર કરો
ઘણા ગુણનો એ અખુટ ઝરો
ખરા સુખનું દ્વાર શું વીશરો? પાળો૦ ૫

દુઃખી દશા જાય દરિદ્રપણું
બને હિંદનુ હીત નિત્ય ઘણું
ખુલે ભાગ્ય કાન આપણુ પાળો૦ ૬



‡ માંખણ † ટારડાં

# ગોરક્ષા માટે બેદરકારી.

( ગરબો )

મોહલે પધારો મહારાજ, માણીગર મોહલે—એ રાહ.

સહુ સાંભળો શીક્ષા સાર, સજન જેમાં હીત તમારૂં
થાય સુખમય આ સંસાર, માનો એક વાયક‡ મારૂં [ટેક]
ગોરક્ષા પ્રતિપાળનું,
નામ ધરાવો આપ
જયગોપાળ વળી વદો,
અતિ ઉત્તમ શબ્દ અમાપ સ૦ ૧
પણ એ નામ પ્રમાણમાં,
થતા નથી કંઈ કાજ
ગાય ગરીબ રીબાય છે,
તેની દીલ ન મળે કંઈ દાઝ સ૦ ૨
ઝાડી વાડી લાડીમાં,
થઈ મહા મગરૂર
પોશી નિજના પંડને,
માનો પાખંડ અવર જરૂર સ૦ ૩
ધન મદથી થઈ આંધળા,
ન કરે જનકલ્યાણ
પરોપકાર સુકર્મની,
મોજ માણે ન ખળ પાશાણ સ૦ ૪

---

‡ વચન

ખાતાં પીતાં ખેલતાં,
ખોય દિવશ ને રાત
ગંદી દેહના છંદમાં,
કરે મમતા ભસ્મ ઉત્પાત                સ૦ ૫
ગોસેવા કરવા થકી,
તરે સકળ સંસાર
સફળ થાય આજ જન્મ પણ,
જડ જનને સમજ ન લગાર                સ૦ ૬
દેશ ગયો દોલત ગઇ,
ગયાં રાજ ને તાજ
અન–જળનાં સાં સાંપડ્યાં,
રાખે ઇશ્વર તો રહે લાજ                સ૦ ૭
વ્યર્થ તમાસા તાનમાં,
ખંતે ખરચે વિત્ત
લડે અદાલત ધીટ થઈ,
ધિ:ક પુણ્યમાં ન મળે પ્રીત                સ૦ ૮
વ્યાપારે વણુશે કદી,
દરીયે ડુબી જાય
ચોરાચોરી જાય કે,
આગ લાગતા હાણી ખમાય                સ૦ ૯
પણ શુભ કામે પાઇ પણ,
વાપરતાં દુ:ખ થાય
વાતો વડી વદાય છે,
જાતે જીભે એ જશ ન લેવાય                સ૦ ૧૦

જીવદયાથી સર્વદા,
થાશો પરમ પુનીત
જશે દુર્દશા દેશની,
પ્રભુ પ્રેરશે સુમતી ત્વરીત સ૦ ૧૧
વાણી બુધી ચિત્તથી,
શોધી સાર અસાર
જીવન કાન્ન સફળ બને,
થાય અંત અવશ્ય ઉદ્ધાર સ૦ ૧૨

---

## ગોસેવા કર્તવ્ય.

( પદ—ઍલાવર ઈત્યાદી )

વનચર તીરારે વધામણી, કહે કયા થકી લાવ્યો—એ રાહ.

શરમ છે આર્ય સમસ્તને, ભમ્યા ભરમે ભુલાઈ
દેશ-કલ્યાન દીલમા, દરકાર ન કાંઈ શરમ૦ ૧
આપે સુખે સુખીયા ગણી, પરપીડ ન જાણે
રીબાય ગાય ગરીબ તે, ખ્યાલ સ્વપ્ને ન આણે શરમ૦ ૨
ગોચરણોને કારણે, ભુમી છુટ મુકાતી
ચરતા પશુ સુખ ચેનથી, શાન્તી સઘળે જણાતી શરમ૦ ૩
દેશી વિદેશી રાજથી, થઇ બધીઓ ભારી
વસુવણુ તસુ જગા ના જડે, પશુ રોય પુકારી શરમ૦ ૪
દેશી વિદેશી રાજવી, હજી બંધન કાપો

ગોચરણોને કારણે છુટ જગાની આપો શરમ૦ ૫
જંગલ ખાતુ ચાલુ થાતા, શચુ મ ગળ મુળ
ઝાડ કે પાતરૂ ના જડે, ધારાની મહા શુળ શરમ૦ ૬
તાણુ મીડાની થઇ પડી, કર તેપર બેઠો
પ્રકૃતિ બગડી પશુ તણી, જાગી જોય ન શેઠો શરમ૦ ૭
ખેતીના મોટા મ્હેસુલથી, ખેડુ તો બુમ પાડે
ઢોર સુખે ન પાળી શકે, વાક કર્મનો કાઢે શરમ૦ ૮
માળીના ઢોરો પીડા થકી, આમ વચ્ચે રીબાઈ
જાય કસાઈના કર વિશે, એમા શી છે નવાઈ? શરમ૦ ૯
એવી અતિશય અડચણો, લખતા પાર નાવે
સર્વ સંપી પગલા ભરે, કા—ન સુયશ સુહાવે શરમ૦ ૧૦

---

## સર્વ સંપત્તિ ગાયથીજ છે.

( ગરબો )

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગે કટારી પ્રેમની—એ રાહ

ગાય છે ગાય છે ગાય છે રે
ધનધાન્ય તણુ મુળ ગાય છે ( ટેક )
પાય છે જે પય માયના સરીખુ
ગુણ તેના તો ગવાય છે રે ધનધાન્ય૦ ૧
ભેંશનુ ભારી ને બકરીનુ હલકું
ગાયનુ સમાન ગણાય છે રે ધનધાન્ય૦ ૨

વિયાય છે વળી જે નવમાસે
વૈદકનો અભિપ્રાય છે રે ધનધાન્ય૦ ૩
ગાય પોશાય તો ખેતીવાડીને
દેશ આબાદી છવાય છે રે ધનધાન્ય૦ ૪
બળદ મળે વળી બહુ બળવંતા
શાતીમાં જે જોત રાય છે ધનધાન્ય૦ ૫
ખેતી ઉદ્યોગનું દ્વાર એ ખરેખર
આળસમા અટવાય છે રે ધનધાન્ય૦ ૬
અન્ન-વસ્ત્ર શાકપાક પામો અનુપમ
જ્ઞાન સિદ્ધાંત સહાય છે રે ધનધાન્ય૦ ૭

( ગરબી )

સુણ ચતુર સુજાણ પરનારીશુ પ્રીત કબુ નવ કીજીએ
જેણે પ્રીત કરી પરનારી તણી એને હઇડે ઇંધણ ઘણી
એણે કુળની લજ્જા કાંઈ ન ગણી સુણ૦ ૧
તમે પહેલાં મળશો દુતીને તારૂ સરવસ લેશે ધુતીને
પ ડી રહેશો અંગ ભભુતી ને સુણ૦ ૨
તમે બેઠા મુછો મરડીને તારૂં કાળજુ ખાશે કરડીને
નહીં મુકે માંસ આંતરડી સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઈને તારૂં સરવે લેવે વાઇને
તને કરશે ખોખુ ખાઈને સુણ૦ ૪
પ્રીતમના સ્વામી છો પ્યાર તમને ગોપીઓ કરે કાલાવાલા
તમે દરશન દો ને મોરલીવાળા સુણ૦ ૫

## ગરબો

( પુનમચંદની એ રાગ )

બેહનો પતિવ્રતા નીજધર્મ તમે સ્વીકારજો
રહેતા પતીસેવામાં હાજર દીન ને રાત
પામો મુક્તી પદને સુખ ઘણુ સંસારમારે પામો૦ ૧
સાખી–સત્ય વચન સૌ બોલજો નિજ પતીની સગાત
સાસુ સસરા સર્વને સાચી કહે જો વાત
રાખી નમ્રતાને માનથકી બોલાવજોરે
વરતી સદ્ગુણથી રાખો સૌને પ્રસન્ન પામો૦ ૨
સાખી–નેત્ર નેહ નવ રાખશો પર પુરૂષની સાથ
પિતા પુત્રગણી તેહને બોલો સૌ સગાત
ઠઠામસ્કરા કરીને બહુનવ બોલવુરે
વળીએકાંતે નવ કરવો ગુપ્ત વીચાર પામો૦ ૩
સાખી–દાગીના નવ પેખવા નિત્ત જોવુ પતીમુખ
સદ્ગુણમા રેહેજો તમો અક્ષય પામો સુખ
લડવુ વડવુને ગુસ્સામાં કહી નવ બેસવુંરે
રહેવું સંતોશે જે આપ્યું છે જુગદીશ પામો૦ ૪
સાખી–પતી પ્રકૃતી હોયજો, અગ્ની કેરી ઝાળ
સંતોશે બુઝાવશો, સામો નાવે કાળ
હસવું રમવું તે સુખેથી દીન ગુજારવારે
તેથી થાશે સઉકુળનું કલ્યાણ પામો૦ ૫
સાખી–ધન સંપત્તી વાસના, પટકુળ જુહારંગ

સર્વ ક્રોકટ જાણજો, ધરજો સદ્ગુણ અંગ
મ ાશે પરમેશ્વર આપે મુક્તી કુળ સાતમારે
કહે શ્રાવીકા સમરત હેતે ધરી મનહુંશ પામો૰ ૧



સૈયર સુખકર સંસાર, શીયલ ભુશણુ સજીએ
એવીંગુ નીગુણા નરનાર, તન મનથી તજીએ
પરનર નારી પ્રેમ દીપકમાં, પડી પતગ સમાનરે
સુજશ શરીર શાળગાવી મુકે, કઇક નફ્ટ નાદાન
અવર અખંડીત અંગ અનુપમ, નહી મળે એક નાકરે
શીયળવીના એવા સદ્ગુણ સહુ, જેમ સોમલસ પાક
વ્યભીચારીને સઉ સસારી, કરે અધીક ધીક્કારરે
પરપોળે પકડાતાં પડીયા, મ્હોટાજનનો માર
જાય કરમથી જેહ જગતમાં, કરે કંલકીત કુળરે
અક્કલમા અગારા ઉઠ્યા, ધર્મ કરમમાં ધુળ
વેર વિરોધ વધે વ્યભીચારે, નીશ્ચય ધનનો નાશરે
શવ સુત કેશવ શીયળવતના દેવસરીખા દાશ



સખીયો નીજ નીજ નીતીધર્મ સદા સંભાળીએરે
પરમપવીત્ર પતીવ્રત પટકુળ કરી પરીધાન
ર ાસુસ ારા માતપીતા, પતીની શેવા સાચવોરે
ભાવસહેત ભક્તીથી નીત ભજીએ ભગવાન
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે. ટેક

સાખી-નજરે નજર ન જોડીએ, નાથવિના નર સાથ
પરનરને નવ આપીએ, તાળી હાથોહાથ
હસવુ રમવું એકાંતે નવ બેસવું રે
પતીવીણુ પતીના સહ મીત્રોની સંગાથ એ૦
સાખી-નાથવિના કરવી નહીં, વીનોદ રસનીવાત
વીશ્વવિરૂધ ન વર્તવૃ, ભલે તાતકે ભ્રાત
સજની ભ્રષ્ટ થવું નહીં સુધરિ સદઆચારથીરે
નીરલજ નટખટનો સોબત તજની સુજાણુ એ૦
સાખી-કુષ્ટી કદરૂપ કુબડો, નીરધન નીરબળકાય
મતીહીન પતીત પતીમળે, એ સતીને સુરશાય
જોડી પગ અંગુઠડે દૃષ્ટી આધુ ઓઢીએરે
સુખકર સાચવીએ સૌ સાથે સપ સદાય એ૦
સાખી-ઉંચેસ્વરે ન ઉચરવું, મુકે ને મરજાદ
કુલીન બહેન કરવા નહીં વડીલથી વિવાદ
ચંચળ ચાલે ચતુર ચટક મટક નવ ચાલીએરે
શીવ સુત કેશવની શીખામણુ અંતરયાદ એ૦

## ગોમંડળની અરજી

(ગરબો)

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાહ

રાણી મહારાણીજી આ અરજી સુણી

દેશો ગોરક્ષણપર લક્ષ વિચારજો
આપનણો જાણીને પુરણ અ શરો
ઓમંડળ ઉચરે નિજનો કેદૃગારજો શાણી૦ ૧
પહેલો ઘટેછે પાળક ગ્ થૈને
વિકુય હરતા લેશ ન તપાસ જો
થાય અમારી પ્રણ હાગ્ મે મર્વથા
ધન ।ોને પણ નહી મનમા ત્રાસજો શાણી૦ ૨.
પામર એવા પાળક નરને પારખી
પક્કી રીતે આપો એ પદેશ જે
વિનાશપામે તેવે સ્થળ જે વેચશે
ધારાથી શિક્ષા થાશે સવિશેષજો શાણી૦ ૩
મુસલમિનને આર્ય ઈસાઈ ક્યશ‍ી
લડે પરસ્પર તેમા નહીં કંઈ માલજો
નિજની ફરજ ગણીને બધો બાધશે
તો થાશે આ દુર્બળ દેશ નિહાલજો શાણી૦ ૪
દુધ ઘી માખણ શુદ્ધ સરસ મળતા નથી
ચરબી ચાક ચીકાશની થાએ ભેળજો
શરીર બળને વીર્ય વિના નબળાં સહુ
સતતી સારી કેરૂ શુન્ય મુકેલજો શાણી૦ ૫
શ્રી હોમેથી સ્વચ્છ હવા સુખદા હતી
થતી વૃષ્ટી ખેતીને અનુકૂળજો
મરકી મહામારી રોગો જાણ્યા નહીં
સાત્વિક વૃત્તિ શ્રદ્ધા થઈ નિર્મુળજો શાણી૦ ૬
ખાતર વગર રસાળ જમીનથતી નથી

બગીદ મળે દુર્બળ ને મોંઘે મુલજો
ખેતીવાડી ઝ ડીઝાખગ થઇપડી
મિષ્ટ વસ્તુના કપાગ છે આ મુળજો   શાણી૦ ૭
પાચ પડનાં પોશાણ સારૂ થાયછે.
પ્ચાશના પોશાણનો ક્ષણમા નાશજો
અર્દ્ધવિચારે મોટો એક અનર્થછે
ધર્મ વિચારે અધપનોજ પ્રકાશજો   શાણી૦ ૮
વીર્યવિના તો કામ તમામ ન કામછે
મોક્ષતાગ રક્ષાવાગ નોચે વેગુજો
પ્રેમ અને પુરૂશારથ ખોઈ પ્રપ ચથી
દ્વેશકલેશમા મચ્યા પચ્યા દુખદેણજો   શાણી૦ ૯
માન વ્યસન વ્યભીચારે છે વૃત્તિ વળી
ગળી ઘણી લાગેછે નીંદા નીચજો
ઉગ્ર આર્ય અભિમાન જ્ઞાન ઊંઘી ગયાં
ગયો સુજશ તે મળી કપટને કીચજો   શાણી૦ ૧૦
ન્યાયી નથી દયાળુ પૂર્ણ પવીત્રછો
તો કયમ ટાળો નહીં પ્રજાપરીતાપજો
આપતણી કરૂણાની તો અવધી બધે
પસર્યો બુધ્ધિવ તા આપ પ્રતાપજો   શાણી૦ ૧૧
દેશોદયનું દ્વાર ખરેખર ગાયછે
ગાયવડે છે મોટી ઘરમાં મોજજો
વિદ્યા હુન્નર કેળવણી ઉદ્યોગને
ન્યાય સુધારા કેરી નવલી મોજજો   શાણી૦ ૧૨
રક્ષણ સહુનુ ગાય કરેછે સર્વદા

અખિલ વિશ્વને જેનો છે આધારજો
તે આભાર વિસારી રે હસી ખાયતે
એ હત્યારા મુજ પતિત અપારજો  શાણી૦ ૧૩
જ્ઞાતાને ઝાઝુ શુ કહેવુ વીનતી
કાન ધ્યાનમા લેશોતો સહુ નારજો
આશીશ દેશુ અંતરના સંતોષથી
આશુ આપતણા ગુણ વાર વારજો  શાણી૦ ૧૪

---

## પતિ પત્નીનો સંબંધ

**संतुष्टो भार्यया भर्ता भार्या भर्त्रा तथैव च**
**यस्मिन्नेव कुले नित्यं कल्याण तत्र वै ध्रुवम्**

મનુ ભગવાન કહેછે કે પત્નીથી પતી સંતુષ્ટ હોય અને પતિથી પત્ની સંતુષ્ટ હોય તે કુટુંબમા હંમેશા કલ્યાણજ જોવામા આવેછે. આ વચન સર્વાંશે યથાર્થ છે અને પતિ પત્નીના સંબંધમાં જેમ ભિન્નતા ઓછી અને એકતા વધારે તેમ દમ્પતી જીવન વધારે સુખી નિવડે છે.

કેટલીક સૂચનાઓ— લખવાની મને યોગ્ય લાગી તે નીચે મુજબ. અયોગ્ય વીવાહનાં પરિણામ— હિંદુ સંસારમા કેટલીક વખત ઉપર ઊપરના

દેખાવથી મોહ પામી, વચીત થઈ કેટલાંક માતપિતા પોતાના પુત્ર અગર પુત્રીનો વિવાહ કરેછે પણ પરિણામે એમ માલુમ પડેછે કે પોતાના પુત્રને માટે જે વધુની પસંદગી કરવામા આવી હતી તે અથવા પોતાની પુત્રી માટે જે વરને ધારવામા આવ્યો હતો તે યોગ્ય નહોતા ઉમર લાયક થતા યથાર્થ પરીક્ષા વગરના અગરં બાળલગ્નથી જોડાએલા સ્ત્રી પુરૂષને સાથે રહેવાનો પ્રસંગ આવેછે, ત્યારે અલ્પ સમય સુધી પરસ્પર મોહ રહેછે થોડાક વખત એક બીજા પ્રત્યે આકર્ષણ રહેછે અલ્પ કાળ પરસ્પર પ્રસનતા રહેછે, પરંતુ દીન પ્રતીદીન ખરા સ્વભાવ એકબીજાના દોષ માલમ પડી આવેછે તેમ તેમ તે ક્ષણીક આકર્ષણ ને ક્ષણીક પ્રીતી તેમ ક્ષણીક પ્રસન્નતા અદ્રશ્ય થતા જાયછે.

સ્ત્રીના સુખ સગવડનો વીચાર— સ્વાર્થ પરાયણ પુરૂષ વીચારકો જોઈ શકતા નથી. પરંતુ સ્પષ્ટ રીતે જોવામા આવ્યુંછે કે પતિ તરફના પોતાનાં કર્તવ્યો સ્ત્રીઓ ઘણે ભાગે કર્યે જાયછે. તેઓની કર્તવ્યપરાયણતાના પ્રમાણમાં પુરૂષો ઘણી થોડી કર્તવ્યપરાયણતા અગર કર્તવ્ય પરાયણ રહેવા તરફ વૃત્તિ બતાવેછે. સુખ સગવડનો પ્રશ્ન લઈએ તો પુરૂષ વર્ગ સ્ત્રીઓ તરફ, પતિએ પત્નીની તરફ જેટલુ લક્ષ આપવું જોઈએ તેટલું આપવામા આવતુ દ્રષ્ટીગોચર થતુ નથી સ્ત્રી એપણ મનુષ્યછે એ પ્રથમ પુરૂષવર્ગે યાદ રાખવુ અ

ગત્યનું છે. અને પત્ની તરીકે તેઓ જે સન્માનથી ને સદ્ભાવથી વર્તે તેમાથે સ્ત્રીમાં મનુષ્યત્વ રહેલું છે. તેનો વીચાર લાવી તેની લાગણીઓ તેના વીચારો મનુષ્ય તરીકેના તેના સામાન્ય હક્ક, વ્યકિત સ્વાતંત્ર્ય તરફ તેઓએ લક્ષ આપવુ જોઇએ. પોતાને શુ જોઇએ છીએ, પોતાને શી અડચણ છે, તેનો વીચાર વિવાહિત જીનગી પુરૂષ કરેછે, તેટલોજ વિચાર તેણે પોતાનાં પત્નીના સુખદુખમાટે કરવો ઉચીતછે. સ્ત્રીના સુખદુખનો વિચાર તેના માત-પિતા કરે તે પહેલાં તેના પતીએ કરવો જોઇએ છીએ

પુરૂષનુ કર્તવ્ય— પોતાના વિવાહિત જીવનમાં વીક્ષેપરૂપ થઇપડે તેવી વૃત્તિઓ પુરૂષે દૂર રાખવાની જરૂર છે. સ્ત્રી પ્રત્યે, સ્ત્રીના દોષ પ્રત્યે, પુરૂષ પ્રીતીવડે, મહેરબાનીની નજરથી જુવે, તેના સદ્ગુણોનો સત્કાર્યોનો ઉપકાર સાથે સ્વીકાર કરે, તેના દુખ તેની અગવડો તરફ સમભાવ દર્શાવે, તેના સુવીચારને ઉત્તેજન આપે, છતા સ્ત્રીઓ પતિતરફ સન્માનથી વર્તન નકરે, જીવનમા મધુરતા ન આણે તો પછી તેઓજ દોષપાત્ર ગણાય.

સ્ત્રીનુ કર્તવ્ય— સ્ત્રીઓએ પતીસાથેના સંબંધમાં પવીત્રતા, નમ્રતા, શુધ્ધતા, સત્ય, ક્ષમા અને સન્માનયુકત વર્તન રાખવુ અને આવું વર્તન રાખવા છ-

ર્યાં, પુરૂષપત્ની તરફ સન્માન અને સદ્ભાવના ન રહે તે પણ સમાન છે. એમ કહેવામાં બાધ નથી.

કનિષ્ટ પ્રકારનાં યુગલ— પતિમા ક્ષુદ્રતા હોય તે દુર્ગુણી હોય, અવિચારી હોય, જુલમી હોય જીવનની ઉચ્ચતા માટે જેને કાંઈ અભિલાશ ન હોય, સ્ત્રી હમેશાં બડબડની, કંટાળો આપતી હોય, જુજ જુજમાં રીસાતી હોય, તો તેવો સંબંધ દુઃખદાયક નિવડે એ નિઃસંશય છે.

શિષ્ટજીવન–વ્યક્તિસ્વાતંત્ર્ય માટ સન્માન— સાંસારિક જીવનની મોટામાં મોટી ખામી, ક્ષુદ્રતા, કર્કશતા, ઠપકા અને ટ્હીડુકા. આજ્ઞાઓ અને મનાઈ હુકમો છે. નિષ્પ્રયોજન બન્દોબસ્તો અને પ્રશ્નોત્તરથી વ્યક્તી સ્વાતન્ત્ર્યને હાની પ્હોંચે છે. એક બીજાના મનની શાન્તી દૂર થાયછે. અને પરિણામે અસન્તોષ થાય છે.

સાંસારીક જીવનને મધુર બનાવવા માટે, તેને સમૃદ્ધ કરવામાટે, ઉચ્ચઆશય, મહેચ્છાઓ મૃદુ અવાજ શિષ્ટાચાર શાંત, અને નમ્ર રીતભાત, ઉદાર સ્વભાવ ન કામા ન કામા હુકુમ નહિ કરવાની ટેવ અને પરસ્પર યોગ્ય સ્વાતંત્ર્યનું સન્માન રાખવાના સદ્ગુણ આવશ્યક છે.

અનુદ્યોગી જીવનના ગેરલાભ—વિવાહિત જીવનના સુખમય નિભાવ માટે. જીંદગી નિરોગી, ઉત્સાહમય રાખવામાટે ઉદ્યોગમાં રોકાયલા રહેવાની જરૂર છે. ઘણા એશઆરામથી પુરૂષો નિરૂદ્યોગી રહી, જીવનના જોઇએ તેવા નિભાવના પુરા સાધન નહિ હોવાથી ઓશિયાળું, અપ્રતિષ્ઠિત અને દબાયલું ચંપાયલું આશ્રીત જીવન ગાળેછે.

આવા લોકો ઘરમાં સ્ત્રી આગળ પોતાનું સન્માન સાચવી શકતા નથી. અને તેમનુ જીવન અનેક રીતે ક્લેશમય પસાર થાયછે. આળશવડે તેમનાં તન-મનનો ક્ષય થઈ જગત્‌માં તેમનુ અસ્તિત્વ નિરૂપયોગી થઈ પડેછે.

સ્ત્રીઓને માટે પણ યોગ્ય વિશ્રાન્તી સાથે કામકાજની, ઉદ્યોગની જરૂર રહેછે. નવરાશ, ઉદયોગની ન્યુનતા તેમના શરીરને જેટલાં હાનીકાર છે. તેટલું તેમનાં સન્માન, નીતી અને પવિત્રતાને પણ છે. તપાશ કરતાં જો જોશો તો માલુમ પડશે કે નિરૂદ્યોગી મનુષ્ય સમાજને હાની કર્ત્તા હશે, હલકા કામ કરતાં હશે.

કોઈપણ પ્રકારનાં શારીરિક અગર માનસિક કામ-કાજમાં જે સ્ત્રી અગર પુરૂષનો સમય રોકાયલો ર-

હેતો નથી. તેમને પોતાને પણ પરિણામે કાંઈક શારી રિક અગર નૈતિક હાની થાયછે. એમાં કોઈપણ પ્રકારનો શક નથી.

દ્રવ્યના સંચય અને ઉપયોગમાં વિવેક— મનુષ્ય સંસારમાં સુખથી રહી શકે તેટલા દ્રવ્યની જરૂર છે. પરંતુ માત્ર દ્રવ્યથી મન શાતી અમરસુખ મળતાં નંથી. ઘણી વખત જોવામાં આવેછે. કે પૈસાવાળા કરતાં અલ્પ સાધનવાળા માણસો વધારે સુખી, વધારે શાંત જીવન ગાળેછે. ધન હોય, છતાંપણ લોભી ખાંખળીઓ અગર કૃપણ સ્વભાવ મનુષ્યને સુખ આપી શકતો નથી. અતિવ્યય જેટલો નુકશાનકારક છે. તેટલી કૃપણતા દ્રવ્યના ઉપયોગમા ક્ષુદ્રતા પૈસા નહી છોડવાની ઘેલાઈ, પરિણામે માણસને દુઃખ અને નુકશાન કરે છે.

સાંસારિક જીવન સુખી થવા માટે સ્રી પુરૂષે ઉદારતા અને વિવેકથીં પોતાની શક્તીને અનુસરી દ્રવ્યનો ઉપયોગ કરવો જોઇએ. અને જ્યાં દ્રવ્ય અલ્પ હોય ત્યા હૃદયને લગતા અને માનસિક સદ્ગુણોથી સુખ શાંતી અને સંતોશ મેળવવા તજવીજ કરવી જોઇએ. સુખ શંતીનો ઘણો આધાર સ્વભાવ ઉપર રહે છે. કેટલાકનો સ્વભાવ એવો સુશીલ, એવો મયાળુ, એવો ધૈર્યવાન્ એવો આનંદી હોય છે કે તેઓ સેજ

ખાવા જેટલુંજ કમાવા છતાં આનંદ કરે છે. આથી ઉ
લટું, ત્રિજોરીમાં નાણું ખખડતાં છતાં કેટલાંક લોકે
દુઃખી કંટાળેલા, અને નિરાશામાં ડુબેલા જોવામાં આ
વેછે. વળી, પોતાની સ્ત્રી અગર પોતાનાં બાળકમાટે
વ્યાજબી ખર્ચ કરતાં પણ જેઓ લાબા લાંબા વિચાર
કરેછે તેઓ સાંસારિક જીવનમાં પ્રિયતા મેળવી શકતી
નથી. સ્ત્રીઓ એ પણ કરકસર કરવી યોગ્ય છે. પ
પરંતુ કૃપણતા રાખવી જોઇતી નથી. દ્રવ્યના સંચય
માત્ર માટે કુટુંબના સાદા અને અને પૌષ્ટક ખોરાક
પોતાની સ્થિતિને અનુકુળ વસ્ત્રાદિના ખર્ચમાં કાપ કુ
પ કરી, કુટુંબના શારીરિક કલ્યાણ અગર માનસિક
શાંતીમાં વિક્ષેપ આવે એવી કૃપણતા કરવી ઉચીત નથી.

ખરાબ સ્વભાવ— સુખી વિવાહિત જીવનમાટે
પુરૂષો અને સ્ત્રીઓએ કેટલીક ખામીઓ દુર કરવાની
જરૂર છે. એવાં ઘણાં માણસો— સ્ત્રીઓ અને પુરૂષો
આપણા જોવામાં આવે છે જેઓ હમેશાં રિસાળ, હ-
મેશાં આડા, ચીડીયાં, હમેશાં ખરાબ સ્વભાવનાં, હમે-
શાં અસંતુષ્ટ, હમેશાં કાંઇને કાંઈ બડબડતાં, નહાતાં,
બડબડાટ, જમતાં બડબડાટ, કાંઈ કામકરતાં બડબડાટ
હમેશાં કાંઈ દુ.ખ હમેશાં કાંઈ સંકટની ફરિયાદ, હમ
મેશાં મ્હોંપર, કોઇવખત ક્રોધ તો, કોઇવખત નિરાશા
જોવામાં આવેછે. ખરાબ સ્વભાવ, ઇર્ષા અને અસંતોષ
હોયછે; ઘર સારૂં નહીં, લુગડાં સારા નહિં, પતિ સારો.

નહિ, છોકરાં સારા નહિ, સ્ત્રી સારી નહિ, બાપથી તકરાર, માથી તકરાર, સ્ત્રીથી તકરાર, છોકરાંથી તકરાર, નોકરોથી તકરાર, આવો કકલાટીઓ સ્વભાવ હમેશાં દુઃખી બનાવે છે. અને અન્યને દુઃખી કરેછે.

કુટુંબની ગુપ્ત વાતો— પુરૂષે તેમ સ્ત્રીએ ગૃહજીવનની કોઇપણ ગુપ્ત વાત પ્રસીધ્ધ ન થાય, બહાર ન પડે તે માટે બહુ સભાળ રાખવી જોઇએ છીએ. પોતાના ઘરની વાતો, ઘરનાં બીજા મનુષ્યોને લગતી ફરીયાદો ઘેરઘેર કહી વળવાની ટેવ ઘણાં પુરૂષને હોયછે. ઘરની અડચણો, ઘરની મુંઝવણો, કૌટુંબિક ભિન્નતા અને તકરારો નાની હોય કે મોટી હોય પણ તેને ગુપ્ત ગણી તેને પવીત્ર ગણી બહાર પડવા દેવી જોઇએ નહીં.

વિવાહિત જીવન અલગ રહેવાની આવશ્યકતા— માનવ સ્વભાવ જોતાં તેમ પરસ્પર સન્માન અને ક્ષમાના સદ્ગુણ મનુષ્યોમાં ઓછા હોય તે જોતાં, દમ્પતી, જીવન નિર્વિઘ્ન, સુખી તેમ ઉન્નત બનાવવામાટે, વિવાહિત જીવન ઉત્સાહમય જાગ્રત અને વિકાસિક બને તે માટે બને ત્યાંસુધી કુટુંબનાં વડીલોએ દમ્પતીને જુદા રહેવાની સરલતા કરી આપવી જોઇએ. વહુઓ હમેશાં સારી હોતી નથી. છત વહુઓ પર દાબ રાખવો, છાપપાડવી, તેનીપાસે કામ કરાવી પોતાનું ધણીઆણીપણું જણાવવું, એવું વર્તનનું બધારણ એવે ...

નાનપણથી ભવિષ્યની સાસુઓ અને નણંદનો થઈ જ યાથી વહુને કનડગત કરવાના, દમ્પતી જીવનના માર્ગ પર અડચણો ઉભી કરવાના, દમ્પતી જીવનની ખીલ વણીમાં અનેક વાંધા ઉભા કરવાના અનેક પ્રસંગ બને છે.

ક્લેશના કારણ દૂર રાખવા— પતિ પત્નીએ વિવાહિત જીવનમાં કદીપણ પરસ્પર ઊંચે સ્વરે બોલવુ શબ્દવાદ કરવો અગર ખીજવવાને ખાતર પણ ખોટો દેખાવ કરવો ઈષ્ટ નથી. ખાશ કોઈ માફ થઈ શકે એવા કારણ શિવાય પતિ પત્નીએ અદર અંદર કોઈ પણ બાત ગુપ્ત રાખવી નહિ એક બીજાના અતઃકરણ નિર્મળ, પાર દર્શક રાખવાં. કાઈ દોષ થયેઃ હોય તો કબુલ કરી દેવો તે સાથે દેશ સ્વીકારની. ગણના કરવી માતપિતા, ભાઈ, બ્હેન, કાકી, મામી, માશી, ફોઈ, સોઆર સ્નેહ રાખવો, પરંતુ વિવાહિત જીવનનુ જગત્ જુદું રાખી તે જીવનનાં શાંત વિકાસ મ ટે યત્ન કરવો. દમ્પતી જીવનની વચ્ચે કોઈ ત્રીજું જોઈએ નહીં દિલગીરીની વાત છે કે પતિ પત્નીને કોઈ ત્રીજાને વિચાર ન થાય એવુ પ્રીતી પરાયણ દૈવી જીવન રાખવાને પ્રયાશ થતા નથી. પરસ્પર જે સન્માન રહેવુ જોઈએ, એકબીજા તરફ જે લાગણી જોઈએ તે રહેતા નથી અને તેથીજ ઘણા યુગલ અસંતુષ્ટ અને દુઃખી જોવામાં આવેછે.

આધ્યાત્મિક એકતા — સ્ત્રી પુરૂષની આધ્યાત્મિક એકતા માટે તેઓ બન્નેના આશય, તેઓનાં મન, તેઓના વિચાર એક હોવાની જરૂર છે, અને બને ત્યાં સુધી જે સ્ત્રી પુરૂષમા આવી એકતાના સંભવ ઓછા હોય તેવાં સ્ત્રી પુરૂષનું લગ્ન થાય તો તે વધારે સુખી નીવડે એ નિર્વિવાદ છે.

વિવાહિત જીવન સુખી કરવાના માર્ગ— સ્ત્રી પુરૂષે વિવાહિત જીવન સુખમય નિર્ગમન કરવુ હોય તે તેઓ બન્નેએ દરેક કામમાં સમજણ, એક બીજા પ્રત્યે સમભાવ, એક બીજાની લાગણીનો, એક બીજાના આરોગ્યનો, મનુષ્ય તરીકે એક બીજાના વ્યક્તિ સ્વાતન્ત્ર્યનો વિચાર, પરસ્પર રહેમિયત, ક્ષમા, સુવ્યવસ્થા, સ્વચ્છતા, ઉદ્યોગ કરકસર અને કરકસર છતાં જીવનની જરૂરીયાતો અને આવશ્યક આનંદની પ્રાપ્તિ જેટલું ઉદાર, શક્તિને અનુસરતુ ખર્ચ— આ સઘળુ રાખવાની જરૂર છે.

સંસારમાં સ્વર્ગ— દમ્પતી હૃદય એક રહેશે, સત્ય અને પવિત્રતાને માર્ગે તેઓમાં જે કાંઈ સારૂં હશે તેનો અન્યોઅન્યના, કુટુંબના તેમ અન્ય માનવબંધુઓ અને ભગિનીઓના કલ્યાણાર્થે તેઓ વ્યય કરશે, ઉપયોગ કરશે તો તેઓ સંસારમાં સ્વર્ગ અનુભવી શકશે અને અન્ય જનને પણ તેનો અનુભવ કરાવી શકશે એમા સંદેહ નથી.

## પતિ પત્નીના જાણવા જોગ બાબત

### ( લગ્નવિધિ વખત )

૧ "સતીને પતિવિના બીજો કોઈ દેવ આ લોક માં નથી," એવી દૃઢ ભાવનાનું તારા ચિતમાં હમેશાં જાગૃત રાખજો, વિવાહને લોકો એક અમૃતની પ્રવાહજ છે.

૨ લગ્ન વિધિ વખતે પતિ તરફથી જે સદ્બોધ સ્રીને મળેછે તે દરેક સાધ્વી સ્ત્રીઓએ પોતાના પ્રાણથી પણ વધારે કિંમતી ગણીને ગોખી રાખવા જેવો હોયછે; માટે એ ઉપદેશ ઘણાજ માનસાથે સ્ત્રીએ માથે ચઢાવીને મનમાં તેનું વારંવાર સ્મરણ કર્યા કરવું.

૩ લગ્નનું ચોઘડીયું વીતી જવાની ફીકરમાં લોકો સઘળી રીતે ગડબડ કરી મેલે છે. અને મંત્ર ભણતા બ્રાહ્મણનાં અમુલ્ય વચનો પુરા પાધરાં સાંભળવાની સમજવાની કોઈ દરકાર પણ કરતાં નથી, તે વખતે જેજે પવિત્ર મંત્રો ભણાયછે તેનો સરળ તથા ખુલ્લો અર્થ વરકન્યાને સમજવાની કોઈ ખાસ કાળજી રાખતા નથી ! પુત્રીએ ભણાતા મંત્રોનુ રહસ્ય હું જે જાણુંછું તે તને કહુંછુ માટે શાંતચિત્તે સાંભળ; કેમકે હે તને કલ્યાણ દાતા છે.

૪ લગ્ન વખતે પતિ પત્નિને ઉદ્દેશીને કહેછે કે, "હે સ્ત્રી ! તું મને અતિ આદરથી વરેછે. હે સ્વરૂપ સ્ત્રી ! તું મારી સંગાથે રહીને વૃધ્ધ થવાની છે; તને સૌભાગ્ય આપવા માટે તારા હાથનું હું ગ્રહણ કરૂં છું. તારો હાથ ઝાલું છું. આપણા ઘરના રક્ષણ માટે દેવો એ તને મારે સ્વાધીન કરી.

૫ પતિ કહેછે—હે અગ્નિ ! આ વધુ (સ્ત્રી) આજલગી જન્મ—આપનારાં માતાપિતા પ્રત્યે પ્રેમ રાખેછે હવે તે તે પ્રેમ મારા માતાપિતા તરફ રાખે માટે એનું મન તૂં સત્વર ખેંચીલે. આ સ્ત્રી મારા કુળ સાથે જોડાઇને, પ્રેમને વધારે, સુખમા તેમજ આનંદમાં વર્તે અને મારા પ્રત્યે પ્રીતિવાળી થાય, એવી સદ્બુધ્ધિ એને આપો.

૬ પતિ સ્ત્રીને કહેછે કે,— તું ઋગ્વેદછો તો હું સામવેદ રૂપે છું; હું આકાશ રૂપ છું; તો તૂં પૃથ્વી સ્વરૂપ છો. બ્રાહ્મણો તથા અગ્નિ સમક્ષ આપણે લગ્નનો કરાર પુરો કરીએ; અને સુખમાં રહીને ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરીએ.

૭ વળી પતિ કહેછે આપણે એક બીજા ઉપર શુધ્દ પ્રેમ રાખીશું. એક બીજાનાં રૂપ ગુણને મન ગમવાં છે. એમ માનીશું કપટ વજીને ખુલ્લા દિલથી

વર્તીશું, અને હે સ્ત્રી ! આપણે સંપૂર્ણ આયુષ્ય ભોગવી ને સો વરસ સુધી જીવશું

૮ હવે સપ્તપદીનો વિધિ આવેછે. ત્યાં પતિ કહેછે કેઃ— હે પ્રિયા ! આ પત્થર ઉપર ચઢીને એ પત્થર જેવું તારૂં મન તું દ્રઢ કર જે એ ન્યાયને તજીને અનુચિત કરે તેઓને તારા સદાચરણોથી તું વશ કર.

૯ સાત પગલાં ભરતાં વર કન્યાને મહાન સુખ મળેછે, માટે પોતાની એ સપ્ત પદીનો વિધિ પતિ પોતાની સ્ત્રીને ઉપદેશના રૂપમા કહે છે

૧૦ એ સપ્ત પદીમાં દરેક પગલે નવો ધર્મ ઉપજે છે, અને એ દમ્પતી ધર્મ આગળ જતા નદીની માફક વધતોજ જાયછે. સપ્ત પદીના ક્રિયા વખતે પતિ દરેક પગલું ભરતાં પત્નીને જે કહે છે તે, માતા કહેછે. હે દીકરી ! તું શ્રધ્ધા રાખીને સાંભળ.

૧૧ પતિ કહેછે, હે સ્ત્રી ! આજે આ એક પગલું તું મારી સાથે ચાલી, તેથી આપણી વચ્ચે એક પ્રકારનો નવીન સ્નેહ સંબંધ બંધાયો તું મને મદદગાર થઈને અન્નની પૂર્તતા કરજે. તને શતાયુ ( સો વર્ષ જીવનારા ) એવા ઘણા પુત્રો ઈશ્વર આપો !

૧૨ તું બે પગલાં ચાલી; અને આપણો સ્નેહ વૃદ્ધિને પામ્યો ચંદ્ર કળાની માફક પ્રેમ બુધ્ધી વધતી જાય છે. હે સ્ત્રી ! તું મારા બળમાં વધારો કર.

૧૩ હે પ્રિયા ! હવે આ ત્રીજું પગલું ચાલે છે. સુખ પુર્વક મારો ધનમાં વધારો કર; અને આ ચોથે પગલે મારા સુખની વૃધ્ધિ કર.

૧૪ હવે જો આ પાચમું પગલું ચાલીએ છીએ, તું સંતતિનો વધારો કરજે, આ હવે તેં છઠું પગલું ભર્યું જેમ આ ઋતુઓ ભોગ આપે છે. તેમ તું પણ આપજે.

૧૫ આજે અમે આ સાતમું પગલું ભરીને પતિ પત્નિ વચ્ચેનુ જે સાંચું સુખ ગણાય છે. તે અમારા મનમા દૃઢ કરીને સ્થાપ્યું હે ભાર્યા ? આપણે પરસ્પર શુધ્દ પ્રિતિથી રહીને ગ્રહસ્થાશ્રમનાં સઘળાં કાર્યો સ-લાહ સંપથી કરીશું.

૧૬ હે સુશીલ સ્ત્રી ? મારા વિચારોને સદા તું માન આપજે. સઘળા લોકો પ્રત્યે સમાન નજરે નિ-હાળજે, મને દુઃખ ઉપજે એવું કોઇપણ કામ તું ક-રીશ નહીં. ભલે સુખેથી તું મારી સાથે રહે આપણું કલ્યાણ થશે એ તું સત્ય કરીને જાણ.

૧૭ ઘરમાં પાળેલાં જે પશુ પક્ષીઓ છે તેને વે-ળાસર ચારો તથા પાણી આપીને એની રક્ષા ( રક્ષણ ) કરજે. એમને સંતુષ્ટ રાખજે. અને તું પણ સંતોષ રહેજે. ક્યારે પણ તારા ચિત્તને તું ચંચળ થવા દઈશ નહીં.

૧૮ આજે તને મેં જે કહેલુ છે તે લક્ષમાં રાખીને હુમેશા ચાલજે એટલે તુ લોક પ્રિય થઈશ; તારી ઉપર કિર્તિનું છત્ર ધરાશે અને હે સ્ત્રી ! તને દિવ્ય પુત્રોની પ્રાપ્તી થશે.

૧૯ સાસુસસરા સાથે વિવેક તથા વિનયથી વ-ર્તીને એમની સેવામાં સદા તત્પર રહેજે, અને એ બંન્નેની માનીતી થઈ જશ લેજે. દીયર, દેરાણી તથા નણંદ સાથે જુદાઈ જાણ્યા વિના શુધ્ધ ભાવથી વર્તજે, અને સઘળાઓને રાજી રાખી આ પ્રપંચ [ સંસાર ] નો પવિત્ર કારોબાર તું મારે સાથે રહીને ઉત્તમ રીતે ચલાવજે.

૨૦ શાણી સ્ત્રી ! તું મારા કુળનું ભુષણ છે તારી ભાવી સંતતિનું કલ્યાણ થજો, તુ આધારની વ-ખાણી છે. એ ઘરમાં તું સદા સાવચેતીથી પણ નમ્રપણાથી રહે.

૨૧ ખાસને જળ નીકળેલી મુકીને ખાવ કરો

૨૧ હે દિકરી ! ઉપર જણાવ્યા મુજબ તારા પતિ સા- થે લગ્ન સમયે જે જે કોલકરાર થયા છે, અને જે જે પ્રતિજ્ઞાઓ લેવાઇછે તથા પતિ તરફથી ઉપર વર્ણવ્યા પ્રમાણે તને જે જે ઉપદેશ મળેલો છે તે સર્વને તું કદી વિસારીશ નહિં; પણ તેને તારી જીવન દોરી મા- ફક તું સદા જાળવી રાખજે. અને એજ ધોરણને અનુસરી ઘર સંસારમાં તારૂં આચરણ સરલ તેમજ પવિત્ર રાખજે.

૨૨ વડીલોની આજ્ઞા માથે ચઢાવીને ભક્તી સહીત એમની સેવા કરવી, દેર તથા દેરાણી માટે મનમાં અદેખાઈ ઉપજાવવી નહિં. નોકર વર્ગ ઉપર તું માતા સરખી મમતા રાખજે, અને તારા સસરાના ઘરના ધન વૈભવને જોઇને તું અભીમાનથી મનમાં ફુલાઈ જઈશ નહીં, કે તગી જોઇને અકળાઇશ નહીં.

૨૩ ધર્મ નીતીના ઉપદેશનાં પુસ્તકો તું અવકાશ ની વેળાએ વાંચવાનો મહાવરો રાખજે; પરંતુ હલ કથાઓ અને શૃંગાર રસથી ભરેલાં નાટકોને તું હાથ સરખોએ લગાડીશ નહિં. કોઈ કોઈ વાર તાલ તથા સુર પ્રમાણે તું નિર્દોશ ગીતો ગાજે, અને ક્યારેક મનોરં- જક એવાં નવાં ગીતો પણ તું જોડતી રહેજે.

૨૪ પુત્રી ! તારા ધણીની આવકનો વિચાર ક- રીને તેના પ્રમાણમાં ઘરનો ખર્ચ રાખજે; એ તેમ ન

કરે તો પછી આગળ જતાં તને દ્રવ્ય સંબંધી સં-
કોચ ભોગવવો પડશે. પુરૂષ જાતીમાં ઘણું કરીને એવી
નજર હોતી નથી. અને ઘટતી હદમાં કરકસર રાખ-
વી એ સ્ત્રીઓને લાભકારક છે. બલ્કે સ્ત્રી વર્ગની
એ એક ખાશ ફરજ છે.

૨૫ ઘરમાં નોકરો— ચાકરો હલકી પક્તીના-
જાતીના હોય છે, અને એઓ શાક, ભાજી વિગેરે વ-
સ્તુઓ બજારમાંથી ખરીદી લાવવામાં ઠગાઈ વાપરેછે.
એટલા માટે એ તારા નોકરો જે જણસો બહારથી
વેચાતી લાવે તેનુ તોલ તથા માપ તું કોઈ કોઈ
વાર તપાસી જોવાની ટેવ રાખજે, એટલે એઓના
મનમા ધાક રહેશે પણ એ ચાકરા સાથે વારવાર
તું તકરારમાં ઉતરી જઈશ નહી

૨૬ નોકર વર્ગ સાથે એવી કુશળતાથી વર્તજે
કે તે તને ડાહ્યી તથા ઠરેલ ઘર ધણીયાણી માને;
અને એમના મનમા તારે માટે માન રહે. ઘરની આ
વકનો હીસાબ બરાબર રાખજે, અને હે પુત્રી !
" ગૃહીણી " એ નામને-પદને તુ સાર્થક કરજે.

૨૭ બજાર ભાવની અંદર કેટલીક વાર જાણવા
જોગ વધઘટ થઈ જાયછે., ત્યારે નફા નુકશાનનો વિ-
ચાર કરીને તારા ઘરમાં અનાજ સંઘરી રાખજે ધન
નો ઉપયોગ યોગ્ય વખતે કરીને તુ ઉદાર ગણાજે

પણ ધન છે, માટે સાહસકરીને અજાણે ઠેકાણે ક-
રીશ નહીં એટલે ઉડાવી દઈશ નહીં.

૨૮ ટીપે ટીપે સરોવર ભરાયછે, કાંકરે કાંકરે
પાળ બંધાયછે અને નાનાં નાનાં પાટીયાં જોડવતાં
એક મોટું વહાણ બને છે. તેમ એકેક પૈસો ભેગો ક-
રવાથી ગરીબ હોય તે પણ ધનવાન થાય છે. માટે
આ સઘળું સમજી લઈને તું તારા ઘર સંસારના ખ-
ર્ચમા ઘટતો ફેરફાર કરજે.

૨૯ તારી શક્તી પ્રમાણે તારે હાથે દાનધર્મ
કરતી રહેજે, કેમકે પરોપકાર સરખું બીજું એકે
પુન્ય નથી. અનાથ નીરાધાર અને અપંગ લોકોને
અન્ય, વસ્ત્ર તથા ધન આપવાથી તે આપનારને પુ-
ણ્ય પ્રાપ્ત થાયછે.

૩૦ તારા ઘરની જે કુળ પરંપરા રીત ચાલી
આવી હોય તે તું પણ શ્રધ્ધાથી ચલાવજે. તેનું ર-
હસ્ય સમજ્યા વગર તેને સાહસથી વગોવવાની ભુલ
કરીશ નહીં. સ્ત્રીઓને માટે જે વ્રત તથા નીયમો
કરવાના હોય તે તું પાળજે અને જ્યા ભક્તી છે ત્યાં
ઈશ્વર હમેશાં વસેછે, એમ તુ જાણજે.

૩૧ શાંતીને છોડીશ નહિ રીસાઈને બેસીશ નહિં
સ્વચ્છંદ રિતે વર્તિશ નહિં, લાજ મર્યાદા વજીશ ન

ફ. નવરી બેસી રહીશ નહિ, કોઈપાસે કાંઈ માગીશ નહિ, ક્રોધના વચન બોલીશ નહિ. હદ કરવાનું શીખીશ નહિ, છાનુંમાનું ચોરીને ખાઈશ નહિ, એકલી ક્યાંઈ જઈશ નહિ, અને પા કા પુરૂષને જોઈને એની સાથે શાથે હસીશ નહિ, એકાંત વાત કરવાની ટેવ રાખીશ નહિ,

૩૨ પુત્રી ! આ લોકની અંદર પતિ એજ સ્ત્રીએ દેવ છે, એ તુ કદીપણ ભુલીશ નહીં અને એ પતિ રૂપી ઈશ્વરની કૃપા વડેજ સ્ત્રીઓને સર્વ સુખો આવી મળે છે. માટે પતિની આજ્ઞા પાળવામાં તુ સદા તત્પર રહેજે અંતરમાં એને વિષે શુદ્ધ પ્રેમ રાખીને તારૂં મન તથા તન એ પતીનેજ અર્પણ કરજે.

૩૩ પ્રતીવ્રતપણા જેવો બીજો ઉત્તમ ધર્મ સ્ત્રી જાતીને માટે નથી. પતિની સેવાથી સ્ત્રીને આ લોકમાં સુખ અને પરલોકમાં ઉત્તમ ગતી મળેછે. પતિ અને પત્ની એક વિચારમા થઇ સલાહ સંપથી આ સંસાર ચલાવે તો તે સંસારરૂપી સમુદ્રને સ્વર્ગના સુખોથી પણ અધિક એવા અનેક ઉત્તમ સુખોની ભરતી આવેછે.

૩૪—૩૫ કેટલીક સ્ત્રીઓ કાનમાં મંત્ર પુંકાવી અન્યને ગુરૂ કરવા ચાહે છે, કેટલીક સ્ત્રીઓ રોજ ઉઠીને બાવાજીની પાછળ ભમતી ફરેછે. પણ તું યાદ રાખજે કે, એ બધા તોફાનો પેટ ભરવાનાર ઠગારાઓ

ને રહેલાંછે. ! હે પુત્રી ! તને હજી દુનીયાનો પુરો-પુરો અનુભવ મળેલો નથી. માટે આ બધું હું સમજાવું છું એવા લોભ ગુરૂઓની જાળમાં તું લપટાઈને, ફસી પડીશ નહિ; પણ તારા પતિ તરફના પ્રસાદની હમેશાં ઈચ્છા રાખજે. પતિની સેવા કરજે. તેને સારી રસોઈ કરીને જમાડજે, અને સદાચરણથી સારી એનેજ પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરતી રહેજે.

૩૬ પોતાના પતિ પ્રત્યે જે સ્ત્રીઓ ભક્તિ ભાવથી વર્તે છે. તે સ્ત્રીઓને આ દુનીયામાંજ મુક્તિ-મોક્ષ મળેછે. આથી વધારે તને બીજું શું કહું ! એટલુંજ કે તું પણ લોકોની પ્રશંસા મેળવવાને પાત્ર થજે.

૩૭ કદાચ કોઈક વાર પતિના મનમાં ક્રોધ ઉપજે, અને તે તને કડવાં વચન કહે, તો પણ તું તારા મનમાં તેનો ખેદ માનીશ નહિ પણ શાંતિ ધરજે. પતિ તરફથી તને કાંઈ અપમાન ખમવું પડેતો તે પણ તું સહન કરજે; પરંતુ એમને સામો ઉત્તર આપીશ નહિં.

૩૮ પુત્રી ! આ મન છે તે અતિ ચંચળ છે. તેને વિવેકરૂપી પાશથી એટલે સારા સારા વિચાર રૂપી દોરાથી તું બાંધીને કબજે રાખજે, તને જે કાંઈ મળે. તેમાં સંતોષ પામજે; કેમકે સંતોષમાંજ સુખ સમાયલું છે.

૩૯ વહાલી પુત્રી ! વખત બહુ થઈ ગયો છે માટે હવે સુખેથી જા ! અને તારે માટે તૈયાર રાખેલા વાહન ( ગાડી ) માં બેસ હવે તારા મનમાં તું જરા પણ દિલગીર થઈશ નહીં.

૪૦ માતાએ રજા આપવાથી સાસરે જવામાટે વસ્ત્રો તથા આભુષણ સજીને ઉભેલી બાળા પોતાની જનનીના ચરણને આંસુથી ભીંજાયલી આંખોસહીત નમન કરી ગાડીમાં બેડી ગાડી જેમ જેમ દુર જતી ગઈ તેમ તેમ તે તરફ માતા એકી નજરે જોવા લાગી સાસરે જતી પુત્રીના નેત્ર રડી રડીને લાલચોળ બનેલા છે. અને માતાના અંતરમાં ઘોળાઈ રહેલા એ વખતના વિચારાનો ચિતાર એ અથવા એવી માતાઓ શિવાય આબેહુબ રીતે બીજુ કોણ આપી શકે એમ છે કન્યાને લઈ જતી એ ગાડી ધીરે ધીરે અદૃશ્ય થઈ અને માતાપણ આંસુથી ભીંજાયલી આંખો વસ્ત્ર વડે લુતી લુતી ઘરમા પાછી ફરી !

## માનસિક શાંતી તથા શારિરીક આરોગ્ય સંબંધમાં સાસરે જતી પુત્રીઓને શીખામણ.

પુત્રીઓ ! બહેનો ! પરણીને સાસરે ગયા પછી એટલે ગૃહસ્થાશ્રમની નવી જીંદગીમાં પગ દીધા પછી તમારા ઉપર શીશી જવાબદારીઓ આવેછે, તે તમો જાણોછો ? તમારા માબાપોએ તમને તે માટે કાંઈ

૨ આરોગ્ય કાંઈ એકલા ઓષધથી મળતું નથી. આરોગ્ય માત્ર સારા ખાન પાનથીજ મળે એવું કાંઈ નથી; ચોખી હવા, ચોખું પાણી અને અજવાળું મળે એટલે સંપૂર્ણ આરોગ્ય મળી ચુકે એમ પણ કહેવાય નહિં; આરોગ્ય માટે આ સર્વ વાતો જરૂરની છે જપણ મારે તમને એક વિશેષ વાત કહેવી છે એ વાત ઉપલી સર્વ વાતો કરતાં પણ વધારે જરૂરની—વધારે મહત્વની છે. મનની શાંતી એ ગુણ આરોગ્ય માટે બહુજ જરૂરનો છે. શાંતીમાં ઘણી વાતો આવી જાયછે. એમાની કેટલીક વાતો હું કહું છુ તે તમો ધ્યાનથી સાંભળોઃ—

*A* તમારે ઘરમાં કોઇ દીવશ ઊંચે સાદે બોલવું નહિં ઘરમાં કોઈની સાથે આકરા સ્વભાવથી કે ક્રોધથી બોલવું નહિં.

**B** તમારા ઉપર કોઇ ક્રોધ કરેકે તમને કાંઇ કડવું વચન કહે તો તે શાંતીથી સહન કરી લેવુ અને એ ક્રોધરૂપી અગ્ની બળતો હોય તેમાં તમારે કડવાં વચન રૂપી ઘી હોમીને બળતાને વધારવું નહિં; પણ શાંતિ, સહનતા અને મીઠાં વચનો રૂપી પાણી રેડીને એ ક્રોધને શાંત કરવો. તેમ તમે નહિં કરો તો ક્લેશ રૂપી અગ્ની મોટા ભડકામાં સળગશે અને તમારા આખા ઘરની શાંતીનો અને સુખનો નાશ થશે.

C બહેનો ! તમે વશીકરણ સંબંધી વાત સાંભળી છે. અજ્ઞાન લોકો કહેછે કે આ વહુએ પોતાના પતિને વશ કર્યો છે, અને તેનો પતિ તથા સાસુસસરો વિગેરે ઘરનાં સૌ વહુનેજ દેખે છે, અને તેનુંજ માને છે. એમ બોલીને વધારે એમ પણ કહે છે વહુએ કાંઇ કામણ કર્યું છે. અજ્ઞાન લોકો વશીકરણનો આવો અવળો અર્થ કરે છે પણ હું તમને કહુંછું કે તમો તમારા રૂડા સ્વભાવથી, મીઠાં વચનોથી અંતઃકરણના ખરા પ્રેમભાવથી અને આજ્ઞાકિતપણાથી તમારા પતિને તથા સાસુસસરાથી વગેરે સૌને પ્રસન્ન રાખો, એજ વશીકરણ વિદ્યા છે. અને એ વશીકરણ વિદ્યા કુલીન વધુઓનો મોટો શણગાર છે. તમારે તમારા પતિની તથા સાસરીયાની પ્રીતિ મેળવી હોય તો સારો સ્વભાવ, શાંતી, સહનતા, અને સર્વના ઉપર પ્રેમ, એટલા સદ્‌ગુણો ધારણ કરવા, અને એજ ખરૂં "વશીકરણ" છે,

D બહેનો ! પુત્રીઓ ! તમે પ્રેમની મૂર્તીઓ છો; નિર્મળ પ્રેમ અને પ્રણય એજ તમારો ખરો શણગાર છે. તમે સર્વત્ર સર્વના ઉપર પ્રસન્ન ચિત્ત રાખો એટલે તમારા ઉપર સૌ પ્રસન્ન રહેશે. મધુરતાનો બદલો મધુરતાછે. અને કડવાશનો બદલો કડવાશ છે એ વાત તમારે કદી ભુલવી નહીં.

નિય તપાસવાં અને મેલાં પેરણ અને ખીસ્સામાં રાખવાના રૂમાલ, અને ઓછાડ રોજ હાથે ધોઇ નાખવાં બીજાં મેલાં કપડાં ધોબીને ધોવા આપવા જુદાં કાઢવાં, દેરાણી જેઠાણીનાં કે ઘરનાં બીજાં નાનાં બાળબચ્ચાઓને રોજ પ્રીતીથી નવરાવવા અને તેમને ચોખ્ખાં પહેરાવવાં.

૬ ઘરનું આંગણું ઘરની ખાળ મોરીઓ અને કુંડીઓ રોજરોજ તમારે જાતે સાફ કરવી. આવા કામમાં તમારે જરા પણ કંટાળો લાવવો નહીં, કેમકે જો એ ઘરમાં ગંદકી થશે તો આખા ઘરની આરોગ્યતાને નુકશાન પહોંચી જશે ઝાડોપેશાબ સાફ નહિં આવવાથી જેમ બેચેની રહેછે અને શરીર બગડે છે. એવીજ રીતે ઘરની ખાળો અને કુંડીઓ સાફ ન રહેવાથી ઘરની હવા બગડીને આખા ઘરના માણસોની શરીરને બગાડેછે.

૭ બહેનો ! ઘરની ખાવાપીવાની વસ્તુઓ અને સીધા સામાનને તૈયાર કરવો એ તમારૂ મુખ્ય કામ છે. પણ તે કામમાં ઘણીજ સંભાળ રાખવાની જરૂર છે. વારવાર બજારમાંથી જે વસ્તુઓ ઘરમા આવેછે તેમાં ધુળ, માટી, કાકરા, લીંડીઓ વગેરે અનેક નુકશાન કારક અને ગંદી વસ્તુએ ભળેલી હોયછે. દાણોદુણી બા સંભાળ પૂર્વક સાફ કર્યાં વિના તમે દળશો નહીં. કે દળવા દેશો નહીં કે રસોઇના કામમાં લેશો નહીં

જે દાણો બજારમાંથી વેપારીની વખારમાંથી ઘરમાં આવેછે. તેમાં જાનાવરોનાં મળમુત્ર, કુતરાં બીલાડાની વિષ્ઠા, ઉંદરોની લીંડીઓ અને ઉંદરોનો પેશાબ ઈત્યાદી અનેક પ્રકારની ગંદકી મળેલી હોયછે. જો તમો સ્વચ્છતાના ઉંચા નિયમોને સમજી શકો અને પાળી શકો તો આવો બજારૂ દાણો તમારે ધોયા વિના કે છેવટ કપડેથી મસળી કાઢી તાપમા રાખ્યા વીના કદીપણ ઉપયોગમાં લેવો નહીં.

૮ રસોઈ તૈયાર કરવામાં ઘણીજ સ્વચ્છતા રાંખવી, એ તમારૂં ઘણુંજ અગત્યનું કામ છે, ખોરાક જીદગીને જરૂરની વસ્તુ છે. પણ એજ ખોરાક સ્વચ્છતાથી તૈયાર ન થાય તો જીદગીને નુકશાન પણ કરી નાખે છે. રસોઈનાં વાસણો ઘણાંજ ચોખ્ખાં હોવાં હોવાં જોઇએ; ઉત્તમ પ્રકારની કલાઈ દીધેલા હોવા જોઇએ રાંધેલા ચોખાની તપેલી કે ખાદેલી થાળી બરાબર ઉટકાય નહિ, તો તેમાં ચોંટી રહેલા જરા જેટલા એઠવાડમાં બીજે દહાડે અસખ્ય જંતુઓ પેદા થાયછે. અને એ થાળીમાં ખાવાથી એ જતુઓ ખાનારા પેટમાં જઈ અનેક દરદો પેદા કરે. બહેનો ! આ વાત નજીવી કે હસવા જેવી નથી. બ્રાહ્મણ વગેરે ઉચ્ચ વર્ણના લોકો આ પ્રકારની વધારે સુઘડતા અને પવિત્રતા પાળે છે તેનું એજ કારણ છે.

૯ રાંધેલુ અન્ન જલદી બગડવા લાગેછે, માટે બનતાં સુધી વાસી અન્ન તમે તમારા ઘરનાં માણુશોને આપશો નહિં. નરમ ખોરાકમાં વધારે જલદી ફેરફાર થવા લાગેછે, માટે તે તો બે વખત તાજોજ રાંધી આપવો, વળી રાધેલો ખોરાક ઉઘાડો જરાવાર પણ રાખવો નહિં કેમકે માખીઓ વગેરે જતુઓ પોતાની સુઢઅં, પગમા અને પાંખોમાં અનેક પ્રકારની ગદકી લાવીને ખોરાકમાં મુકેછે ઘરની અને રસોડાની સ્વાચ્છતા એવા જંતુઓને દૂર રાખેછે. પુવડ સ્ત્રીઓના રસોડામા માર્ખાઓ બણબણુતી હોયછે માટે તમારૂં રસોડુ અને ભોજન શાળા એવા સ્વચ્છ રાખો કે માખીયો આવેજ નહિં.

૧૦ બહેનો ! ઘરના માણુશોને માટે રસોઈ કરવી, એ તમારાં સર્વ કામોમા મુખ્ય કામછે. અને તેથી તે કામમા બીલકુલ કંટાળો નહિં લાવતા ઘણાજ ઉત્સાહથી અને આનદથી તે કામ તમારે કરવું તમો રસોઈ જેટલા આનંદથી અને પ્રેમથી કરશો એટલો તેમાં વધારે સ્વાદ ઉત્પન્ન થશે આ વાત અનુમાનની નથી પણ ખરી છે રસોઈ કરતાં કરતાં તમારે બીજી કુથલી કે કલેશની વાત કરવી નહિં. પણ તમારૂં બધું લક્ષ રસોઈનાં કામમાજ રાખવું અને મારા પતિને માટે તથા સાસુસસરા માટે સુદર રસોઈ તૈયાર કરી તેમને પ્રસન્ન કરૂ" એજ તમારો સંકલ્પ હોવો જોઇએ, અને

રસોઇ કરતાં કરતાં આ સંકલ્પ જેટલો વધારશો એ-
ટલી વધારે મીઠાશ તમારી રસોઇમાં આવશે એ વાત
સત્ય કરીને માનજો.

૧૧ બહેનો ! ભોજન તૈયાર કરવાના સંબંધમાં
એક બીજી અગત્યની વાત તરફ તમારૂં લક્ષ દોરૂંછું.
આપણાં કુટુંબોનો પુરૂષ વર્ગ ખાવા પીવામાં મોટે ભાગે
સ્ત્રી વર્ગની સત્તા નીચે છે. બહેનો આ ઉત્તમ અધિ-
કારનો કેવો ઉપયોગ કરવો, તેનો તમે વિચાર કરો.
ઘરના માણુસોને તમે જેવો ખોરાક તૈયાર કરીને આ-
પોછો તેવો તેઓ ખાયછે. તમારાં ઘરના માણુશોને જે
પ્રકારના સ્વાદ ઉપર ચડાવો તે સ્વાદે ચડવાને તેઓ
તૈયાર છે ! તમારા ઘરના બાળકોને ખાડના ખોબ
ભરી ભરીને આપોતો તેઓ સ્વાદથી ખાવા લાગે છે.
તમારા ઘરના માણુસોને માણુસોને મરચાંની ચટણી,
મશાલા, અને જુદાંજુદાં અથાણાં બનાવી પીરસો તો તે-
ઓ એવા એવા સ્વાદ ઉપર ચડવાનાંજ ! અને પછી
તેઓ એ સ્વાદને આધીન બનવાનાંજ ! ઘરના પુરૂષોને
ભજ્યા, ફુલવડી, વાલપપડી, ઢોકળાં, મુઠીયાનો નિત્ય
સ્વાદ ચખાડો એટલે પછી તેમને એ વસ્તુઓ વિન
જમવામા મજા પડશે નહિં. ' ઘરના છોકરાઓને કે
મોટાઓને એકવાર એકાદ વસ્તુનો કે સ્વાદનો શોખ
લાગ્યો, એટલે પછી તેમને તે વિના ચાલશે નહિં; તમે
નહિ આપો તો માગી લેશે અને છેવટ ચોરી ચાટીને

પણ ખાશે. બહેનો ! તમારા કારભારમાં આવું અંધેર નહિંજ ચાલવું જોઈએ તમારા ઘરના માણસોની તન્દુરસ્તીની આખી ચાવી તમારા હાથમાં છે. તમે ધારો તો તેમને સાદા ભીતાહારી અને સાત્વિક પ્રકૃતીનાં બનાવી શકોછો. તમે ધારો તો તેમને બહુ ખાનારાં, સવાદીઆં અને તામસી પ્રકૃતિનાં પણ બનાવો ! બહેનો ! જે ઘરની સમજુ સ્ત્રીઓ આ વાતને સમજી શકેછે તેઓં પોતાની સમજણને ઉપયોગ કરીને ઘરનાં માણુસોના ખાનપાન ઉપર સારો અંકુશ રાખી શકેછે. પણ દુર્ભાગ્યે એવી શાણી સ્ત્રીઓ હાલમાં થોડી જોવામાં આવે છે; ખાનપાનની શરીર ઉપર અને મન ઉપર શું અસર થાયછે. તેનું ઘણી ખરી સ્ત્રીઓને જ્ઞાન નથી, અને તેનું પરીણામ કુટુંબની આરોગ્યતા ઉપર ઘણું ખરાબ આવેલું છે. તમારે પાક શાસ્ત્રમાં પ્રવીણ થવું જોઇએ, અને એ પ્રવીણુતાનો ઉપયોગ આખો દીવશ જીભના સ્વાદ ઉપર નહિં ચલાવવો, પણ તમારા ઘરનાં માણુસોની તન્દુરસ્તી પુરતો કરવો એ મારી તમોને ખાશ ભલામણ છે.

૧૨ બહેનો ! તમે તમારા મનમાં માણુસોને ઘણા પ્રસન્ન ચીત્તથી જમાડજો પીરસતાં પીરસતાં તમારા મનના ઉત્તમ ભાવો તેમાં નાંખતા જજો. “ આ ભોજન મારા પતિને તથા મારા સાસુસસરા વગેરેને અમૃત રૂપ થજો એ વાત તમારા મનના સંકલ્પની

કીંમત કેવડી મોટી છે. તે તમો જાણોછો ? તમે ત-
મારા ઘરની ગૃહીણીછો, દેવીછો, અને જે ઘરમા આવા
ઉત્તમ ભાવવાળી દેવીઓ વસેછે. તે ઘરમાં દેવોનો વા-
સછે એમ શાસ્ત્રકારોપણ કહે છે.

૧૩ અતી ગળ્યાકે મીઠા પદાર્થો નાનાંમોટાં સો-
ની હોજરીને બગાડેછે. અને પાચન શક્તિને મંદ પા-
ડેછે. અતિ તિખા, અતિ ખારા અને અતિ ખાટા પ-
દાર્થો લોહીને તપાવેછે અને આંતરડાંના રસોને બગા-
ડીને ચામડીનાં ઘણા દરદો પેદા કરેછે. ઘરનુ એક મા-
ણુસ ખાટા ઓડકારની ફર્યાદ કરતુ હોયછે. બીજું મા-
ણુસ ગળાધરી બળ્યાની ફર્યાદ કરી રહ્યુ હોયછે ત્રીજુ
માણુશ પેટમાં પવન પકડવાની ફરીયાદ કર્યા કરતું હો-
યછે. ત્યારે ચોથું માણુશ ખરજવું, ખસ, લુખસકે શી-
ળસ ( વારવાર શરીર ઉપર ચામઠા ઉપળી આવે અ-
ને એની મેળે બેસી જાય અને અત્યંત ચળ ઉપરે
તે દરદ ) જેવા લોહી બીગાડની ફરીયાદ કરતું હોયછે.
આ દરદો શું છે ? આ દરદો તમારા રસોડા માંથીજ
તેમને વળગેછે. એ વાત તમે નિશ્ચય કરીને માનજો
માટે બહેનો પુત્રીઓ ! તમે ખાવાપીવાના સાત્વિક અ-
ને સાદી થજો અને તમારા ઘરના માણુસોને પણ સા-
ત્વિક, સાદાં અને નિરોગી બનાવજો એ જ્યા સર્વ વા
તનો સારછે

૧૪ હજી એક ઉપયોગી વાત કહેવી બાકી છે. આપણાં કુટુંબોમાં આગ્રહ અને તાણુ કરીને ખવરાવવાનો ખરાબ ચાલ પડયો છે. આ ચાલ ઘણોજ નુકશાન કારક છે. જે સ્ત્રીઓ ઘરનાં માણસોને તાણકરીને લલચાવીને વધારે ખવરાવેછે, તેઓ તેમની હિતશત્રુ છે અર્થાત, કરવા જાયછે હેતુ પણ કામ શત્રુનું કરે છે હુંતો તમને ત્યા સુધીપણુ સલાહ આપુ છુ કે ઘરનાં જે બે ખબરા માણુસો ખાવામાં કોઈ જાતનો અંદાજ ન રાખતા ખાખા કરતાં હોય તેમના ઉપર તમારે ઉલટો અંકુશ રાખવો તેમની બહુ ખાવાની ટેવ ધીમે ધીમે છોડાવવી, અને તેમની તબીયતને માફક આવે એવો અને માફક આવે એટલોજ ખોરાક આપવાની ખબરદારી રાખવી એ પણ તમારૂં કામ છે.

૧૫ બહેનો ! પુત્રીઓ ! હું તમોને કોની ઊપમાં આપું ! જયારે હાલના હિંદી સંસારે તમારો દરજ્જો ઊતારી પાડયોછે ત્યારે હુંતો એમ કહુછું કે તમો આમારાં આર્ય કુટુંબોની શોભા છો. તમો આમ ગ ઘરની શણગારછો ગૃહીણી કહો, કે કુટુબોની તરણી કહો તે સર્વ તમેછો ! તમારો સદાચાર એજ અમારે પુરૂષોનો સદાચાર છે તમારો સ્વભાવ એજ અમરે સ્વભાવ છે, તમારા મુખની મધુરતા એજ અમારી મધુરતા છે. તમારૂ શહાણપણુ એજ અમારૂં શહાણપણુ છે. તમોજ કુટુંબોની તરણી એટલે તારનાર છો અને તમોજ સર્વસ્વછો. માટે તમો સર્વોત્તમપદને લાયક

બનીને ઊત્તમ ગૃહિણી નીવડો. એજ મારી ઇચ્છા છે. અને એજ મારો આશીર્વાદ છે.

૧૬ બહેનો ! શારિરીક આરોગ્ય અથવા તંદુરસ્તીના સબંધમાં કુટુંબોમાં ભારે અજ્ઞાન ચાલે છે. એ વિષયમાં વીસ્તારથી કહેવા જેટલી આંહી જગા નથી તો, પણ તમને મારી સલાહ એ છે કે કુટુંબમાં કોઈ પણ માંદુ પડે તો તમે ઘણી હોંસથી તેની સારવાર કરવા મડીજજો મોટી મોટી હૉસ્પીટલોમાં એ કામ પરિચારિકા કરેછે પરિચારીકા એટલે માંદાની માવજત કરનાર સ્ત્રી તમારૂ સ્ત્રીઓનું હૃદય બહુ કોમળ અને દયાળુ હોયછે અને તેથી પુરૂષો કરતાં તમો સ્ત્રીઓ આ દયાના કામને માટે વધારે વિશ્વાસપાત્ર છો. કુટુંબોમાં તમે પોતે પરિચારીકા છો પણ તે કામ જેટલુ અગત્યનું છે. એટલુંજ જોખમનું અને જવાબદારીનુ છે. માટે કુટુંબોની વીશ્વાસપાત્ર પરિચારીકા બનવામાટે તમારે પરિચર્યાનાં એટલે દરદીની સારવાર સંબંધી ઊપયોગી પુસ્તકો વાંચીને તેનું સારૂં જ્ઞાન મેળવવું જોઇએ અને તમારે દરેકે ઉત્તમ પરિચારીકા બનવું જોઈએ.

૧૭ દરદોના સંબંધમાં કેટલીક વહેમની વાતો કુટુંબોમાં અને અજ્ઞાન સ્ત્રીઓમાં ઘુસી ગઈ છે. માણસોને-પુરૂષોને, સ્ત્રીઓ કે બાળકોને- જે જે

દરદો થાય છે. તે તેમનું શરીર કે મન બગાડવાથીજ થાયછે વહેમ વળઆડની વાતોને તમો માનશો નહિ પાખડી બાવા, ફકીર કે ઠગી લોકોની વાતને સાંભળશો નહિં. વહેમી અને મુર્ખ સ્ત્રીઓની વહેમની વાતોને તમો કાન દેશો નહિં.

૧૮ બેહેનો ! ઘરમાં કોઈ માંદુ પડે કે તમે ઝીણી નજરથી તેનો વિચાર કરવાની ટેવ રાખજો ઘરમા મંદવાડ શું કારણથી આવ્યો તેનો તમે તપાસ કરતાં રહેજો. ખરાબ હવા, બહુતાપ, બહુટાઢ, ખરાબપાણી અંધારૂ અને ખાવાપીવામાં બે દરકારી એ મંદવાડના મુખ્ય કારણો હોયછે માટે એ સર્વ તરફ તમે બારીક લક્ષ આપીને તપાશ કરવાની આદત રાખજો.

૧૯ બેહેનો ! હવા, અજવાળુ અને પાણી ત્રણ વસ્તુની કિંમત આપણાં અજ્ઞાન કુટુંબો ભુલીગયા છે. તમે એ ત્રણે વસ્તુનો મહિમા પુનઃ તમારા ઘરમાં સ્થાપજો એ ત્રણેને આપણા શાસ્ત્રકારોએ દેવ તરી કે માન્યાછે પણ એ દેવોનુ સ્વરૂપ આપણે સમજ્યા નથી તેથી તેનાથી ઊલટાં બી બીને નાસીએ છીએ. આપણે એ દેવોનું નીત્ય પુજન કરવું જોઇએ અને તેની રોજ રોજ ઉપાસના કરવી જોઇએ.

૨૦ બહેનો ! આપણે સૌ સવારમાં ઉઠીને દાતણ

કરીને સુર્ય દેવનાં દર્શન કરીએ છીએ અને તમો સ્ત્રીઓતો ભીડડાપણુ લોછો પણ શા માટે હોછો તે તમો સમજોછો ? એ સુર્યદેવ આપણા પ્રાણછે, આપણી જીંદગીનુ રક્ષણ કરવા વાળાછે માટે એ દેવનાં કીરણો તથા તડકાનુ સેવન કરવુ એટલુજ નહિં પણ બારી બારણા મારફત તમારા ઘરમાં પણ એ દેવને પધરાવવા ઘણીક અજ્ઞાન સ્ત્રીઓ પોતાના ઘરનાં બારી બારણા બધ કરીને અધારે ગોધાઇ રહેછે અને સુર્ય ભગવાનનો ઉલટો અનાદાર કરેછે સ્ત્રીવર્ગ આવા અજ્ઞાનથી અધારા ઘરમાં ગોધાઈ રહી ઘણાક દરદોથી પીડાયછે.

૨૧ હુવા પણ પ્રાણ છે આ પ્રાણ વાયુની સામે તમ તમારા ઘરના બારી બારણા ભટોભટ બધ કરવાની કદિપણુ મુર્ખાઇ કરશો નહિં અજ્ઞાન સ્ત્રીઓ હુવા એટલે પવનથી ડરેછે, પણ તેમને ખબર નથી કે તે તે આપણા પ્રાણ છે હુવા તથા તાપ વિના જેમ કુમળાં ઝાડ કરમાઈ જાયછે તેમ હુવા તથા અજવાળા વીના નાના બચાઓ કરમાઇ જાયછે અને મરી જાયછે મોટી ઊમરના માણસોપણ પુરતી ચોખી હુવા નહિ મળવાથી માદા પડેછે માટે તમારી તથા તમારા ઘરના માણસોની તદુરસ્તી જાળ વા માટે તમારા ઘરમા મરૂત્ એટલે પવનના દેવને રાતદિવશ આવવા દેજો, અર્થાત તમારા વસવાટના ઘરમાં આ દેવનો સદૈવ સત્કાર કરજો.

૨૨ બહેનો !-નદી તથા તળાવને કાંઠે જઇ ગંગા સ્નાન કરોછો અને વારંવાર તેના દર્શન તથા મીઠડાં લોછો ! પણ તેનો અર્થ શું ? માત્ર પાણીને કાંઠે જઈ તેના મીઠડા લેવા અને સ્નાન કરવું, એટલું બસ નથી એ દેવનો બધો મહીમા તમારે સમજવો જોઇએ સ્વ_ચ્છ પાણી આપણી જીંદગીનું એક જીવન છે; તે તરશને મટાડે છે, એટલુંજ નહિં; તે સર્વ ઔષધોનું ઔષધ છે; સર્વ પ્રકારનાં પાપોને ધોનારૂં અને સર્વ જાતની મલીનતાનો નાશ કરનારૂં અમૃત છે. એ વરૂણ દેવને એટલે જળને બગાડવાનું શાસ્ત્રમાં પાપ અને પ્રાયશ્ચિત લખ્યુ છે. બહેનો ! તમો આ દેવની જળાશય ઉપર જઈ ભલે નીત્ય પુંજા કરો અને કુંકુ તથા ચોખાવડે તેને વધાવો ! પણ એ દેવને તમારે ઘેર પણ એવીજ પવીત્રતાથી પધરાવજો; તેને તમારા ઘરમા અપવીત્ર થવા દેશો નહિં ચોખામાં ચોખા પ્રાતઃકાળના નીર્મળ જળને તમારે ઘેર પધરાવો. માંજેલા પવીત્ર પાત્રમાં તેનું રક્ષણ કરો, અને સંપૂર્ણ ભક્તિથી એ દેવનું સેવન કરો; તમે સમજ્યા ? આ પવિત્ર પાણીનો તમે પ્રેમથી અને છુટથી ઉપયોગ કરીને તમારાં શરીર, તમારાં વસ્ત્ર, તમારાં ઘર, અને ઘરનાં સર્વ માણસોના મેલ પાપને ધોવામાં તેનો છુટથી ઉપયોગ કરજો અને કરવા દેજો આ દેવનો અનાદર કરશો નહિ, એટલે ઘરમાં સ્વચ્છ પાણી ભરી મુકવાની કંજુસાઈ કરશો નહિ.

૨૩ બહેનો ! પડોશી, મેમાન કે પરદેશી તમારે ઘેર આવે તેનું સન્માન કરજો. ગૃહસ્થાશ્રમ પરોપકારને માટે છે. જો ગૃહસ્થાશ્રમનો મહીમા સમજીને વર્તશો તો ગૃહસ્થાશ્રમ વડે તમે ઘણુ અને ઘણાનું કલ્યાણ કરી શકશો બીજાઓનુ કલ્યાણ કરવું, એજ ગૃહસ્થાશ્રમીનો મુખ્ય ધર્મ છે. અને એ કલ્યાણમાં તમારા પોતાના કલ્યાણનો સમાવેશ થઈ જાય છે.

૨૪ બહેનો ! જે ગૃહસ્થાશ્રમમાં તમો પ્રવેશ કરોછો તે ગૃહસ્થાશ્રમ કેવો હોવોજોઇએ, તેને માટે નીચેનુ શુભાષિતરત્નભાંડાગારનું વચન સાભળો.

सानंदं सदनं सुतास्तु सुधियः कांताऽमृतं भाषिणि ।
इच्छाज्ञानघनं स्वयोषितिरतिः स्वाज्ञापरा सेवकाः ॥
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे ।
साधोःसंगमुपास्यतेहिसततं धन्यो गृहस्थाश्रमः ॥

કવી શું કહેછે ? તે કહેછે કે "જે ઘરમાં આનંદ એટલે હર્ષ અને ખુશાલીના વાશ હોય, જે ઘરના પુત્રો સારી બુદ્ધિવાળા હોય, જે ઘરની સ્ત્રીની વાણી અમૃત જેવી મીઠી હોય, જે ઘરમાં જ્ઞાન એજ ધન મનાતું હોય, જે ઘરમા પોતાની પત્ની ઉપર પ્રેમ હોય, જે ઘરનાં ચાકરો આજ્ઞાકિત હોય, જે ઘરમાં અતિથીની એટલે મેમાનની સારી બરદાશ થતી હોય-

જે ઘરમાં રોજ પ્રભુ એટલે કલ્યાણનું પુજન થતું હોય, અર્થાત બીજાઓનું કલ્યાણ કેવી રીતે કરવું તેનો જે જે ઘરમાં વિચાર ચાલતો હોય, જે ઘરમા મધુર અન્નપાન તથા હોય, જે ઘરના માણસોને નિત્ય સાધુ એટલે સજ્જન પુરૂષોનો સમાગમ થતો હોય તે ઘર અને તે ગૃહસ્થાશ્રમ ધન્ય છે.



